॥ ॐ श्री ॥

સુવિખ્યાત મધુર

# મનહર ગાયન સંગ્રહ



છપાવી પ્રસિદ્ધ કરનાર.

ચુનીલાલ મગનલાલ બુકસેલર.

લીમડાચોક–સુરત.



સંવત ૧૯૭૨ સન ૧૯૧૬.



સુરત, કણપીઠ બજારમાં આવેલા ધી "દેશી મિત્ર" પ્રેસમાં મગનલાલ કીકાભાઇએ છાપી.



મુલ્ય ૪ આના.

રાજકઠીયારાની નોવેલમાંથી

# રાજકઠીયારાની વારતા.

ભરતખંડમાં સુંદીર ગામ, ક્ષત્રીઓનું મોટું ધામ.
જજ્જા નામે પુરનો ધણી, સનામે રાણી પદમણી,
એક દીવસ નીશાએ રાય, પાસે રાણી ચાંપે પાય.
રાત દીવશનો પડયો વાડ, હોડ કરી કીધો સંવાદ;
ચઢા ઉતરી એને થાય. રાજા હઠમાં આવી જાય;
હાજી હાયે હાજી હા કરી, કાળી રાત બપોરે ઠરી.
ગર્ભવંતી ગુણવંતી નાર, મુકી રાત્રે વનમો જાય;
રોતી પીટતી રાણી ગઇ, વનમાં પ્રસુત પાડા થઇ.

---

જાયો કુંવર કનૈયઓ કાન્હ, જાણેબીજો ગુણનિધાન;
પણ પતી વિણ સતીનું મન કચવાય, જુવે પુત્રને રોવાઈ જાય.
રાણી શોક અધિક મન કરે, દીકરો લઈ દક્ષીણ પરવરે;
ભુખ દુઃખના આવ્યા દિન, સતીનું શરીર થાતુ ક્ષીણ.
પુત્ર ઉગારી માતા મરે, સિદ્ધી સ્વર્ગ વાસે શંચરે;
મરતાં માદળીયું દિધ હાથ, માતાએ આશીષ સંગાથ.
કુંવર પછી કઠીયારો ઠર્યો, પિતા ક્રોધથી કુંવરી વર્યો;
સતિયે દળદર કાઢયું દુર, ત્યાંથી આવ્યા શ્રી શ્રીધપુર.

---

કપટે કંઠ વગડે ઊપડે, સતિ શસરાને પાલવડે;

---

કહો જોગી પતી કયાં જઇ રહ્યા! જંગલમાં જોગી થઈ ગયા!
કહો જોગી સસરાનું શું થયું થયુ! પુત્ર વધુપર ચિત્રજ ગયું!

---

કુવર તાતથી કેમ પમાય! સતિને પતિનો સમાગમ કયાં થાય!
ઉત્તર શામી આંખજ કરો! દક્ષીણ સામી પીઠજ ધરો!
જયો પિતાશ્રી જોધણનાથ, લે સતી તુજ પતિનો હાથ,

---

સુવિખ્યાત મધુર

# મનહર ગાયન સંગ્રહ



(૧) ત્રિયારાજ. મંગળાચરણ.

પ્યારા પ્રભુ વિનવું, કરતા ધરતા જગ સરવેના; પ્યારા.
થાકે ગિરા પ્રભુ તુજ ગુણ ગણતાં, નિરબલ; કવિતા સવિતા પ્યારા
સફલ કરો પ્રભુ નવીન, કૃતિઆ, રસભરી મતિ દો; પ્યારા.
ત્રિયારાજની સુંદરી મહિલા, વરણુન અબળા પ્રબળા; પ્યારા.

(૨) (વિબુધ વિજય.)

પડિંતાઇ પળમાં ચાલી જાય છે,
પ્રગટે કામ પંડિતાઇ પળમાં ચાલી જાય છે.
મહાનપણું ગંભિર ગુણ બુદ્ધિ,
વિદ્વતા વેગે વિનાશ થાય છે–પડિંતાઇ.
લાખ ટકાનો તે કોડી કિમ-તનો,
બોલ સુણતાં કીંમત તેની થાય છે–પડિંતાઈ.

[૩] [સૂરદાસ]

હું ભજન કરીશ હરિનું, સદા સુખે. ભજન૦
આ સંસાર આગ સમ લાગે;
મિથ્યા ફાંફાં મારી હારી— ભજન૦
નહીં કોઇને કેવા તમારી વાત આ બંધાઉં છું.
રાખો ભરોસો હૃદયમાં, હું દેવના સમ ખાઉં છું,
છોડો ક્ષમા લાવી મુને, ઝટ આંહીંથી જાવા દિઓ.
સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દિઓ.

[૪] ઉદય ભાણ

બોલો મરા પ્રેમી પોપટજી બોલો બોલો,
બોલો બોલો મેના બોલાવે;
ડોલો રંગ રસિયાજી ડોલો, જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે.
મેના તારા વચનની વેણુ વાગી,
લાગી લાગી લલીત લ્હે લાગી;
મેના વહાલી મેના કે ના કહે પણ, જાગી.

જાગી જાગી જાગી અજબ જ્યોત જાગી.
પ્હેલાં પેપટજી પ્યારા રામજી સંભારો,
બ્હા બ્હા મેના શું સતી સીતા વિસારો;
ચતુરસુજાણ સીતારામ ઉચરાવે—
પોપટજી પાંજરે સેનાનું સજાવું;
લાડલી હું લાલચુ નથી કે લલચાવું !
સોને રૂપે શું બીડ ભીતરની ભાગી—લાગી૦
રૂડા સુડાને રંગ ચંગે રમાડું પાંખે ઘાલીને ફળ મીઠાં ખવાડું;
ભાવના ભુખ્યા શું ભાવી ભાવના ભુલાવે—બોલો૦

**[૫] બોલતો કાગળ.**

હું તો ઇચ્છુ છું પતિ તમ્હારી સેવા;
મને અન્ય વિષયથી નહીં કંઇ લેવા દેવા.
મળે છાશ બાકળા ખાઇને પેટ ભરીશું,
મળશે તે પર સંતોષે ગુજર કરીશું;
પતિના એંઠા ટુકડા તે મીઠા મેવા—
કંચન નહિ પણ સૈભાગ્ય, કાટની ચુડી;
મંગળ દોરો તે સતી નારની મુડી;
કાચા સુતરને તારે બંધાયા એવા—
જાડે કપડે પણ અંગ સહુ ઢંકાશે,
પતિ સંગે પર્ણકુટી મહાલય સમ થાશે;
પતિ સ્નેહ દ્રષ્ટિએ અમે વેચાયા જેવાં—

**(૬) વીણાવેલી**

કાયા કાચો કુંભ છે જીવ મુસાફરી પાસ,
તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ.
સદા સંસારમાં સુખ દુઃખ, સરખા માની લઇએ;
રાખે જેવી રીતે રામા, રંગે તેવી રીતે રહીએ—સદા૦
પીપળ પાન ખરંતા, હસતી કુંપળીઆં,
મુજ વિતી તુજ વીતશે ધીરી બાપુડીઆં.
નહીં જેવીને તેવી નિત્ય કોઇની નભતી જોઇએ;
દશાના ઢંગ રૂતુના રંગ જેવા દેખી લઇએ—સદા૦
ટદી મોહલો ને માળીઆં, કોમળ છપ્પર ખાટ;
કોઇ દિન એવો આવશે ભુખ્યાં ન મળે ભાત—સદા૦

**[૭] સૌભાગ્ય સુંદરી**

ચાલો સાહેલી (૨) ભુવનેશ્વરીનાં સૌ મળીને દરશન કરીએ.
દુઃખ હરનારી, સુખ કરનારી મૂર્તી માની અંતર ધરીએ;

ભાવ ધરી જો પૂજન કરીએ તો ભવ સિંધુથી તરીએ.
ચુવા ચંદન કુમકુમ કેસર અરચન કરીને મન ઠરીએ;
અબીલગુલાલને પુષ્પમાળથી માને વધાવી મંદીર ભરીએ ચાલો.

[૮] નીલમ માણેક.

ઉપકાર અનુપમ થયો સુંદરી, દે બદલો કીરતાર;
સત્કાર વિસરીયે કેમ અતિથીનો જે છે અધિકાર.
વસ્તુ કરતાં વ્હાલ કિમતી છે; કાંડી તે કિમતી શું રતી છે;
કાંડીના બળપર સૃષ્ટિનો છે, સઘળો આધાર,
કાડી શું દીવા દાંડી છે; ગ્રહ જીવનની સૂખ હાંડી છે:
"ઘેકયુ વેરીમચ" "ગુડબાય" ઉપકાર૦

(૯) મહાશ્વેતા કાદમ્બરી

મંજરીએ મનડું મોહયુંરે—
મનગમતા મહારાજ મારા મનગમતા મહારાજ.
એ શું દીલડું અમ પ્રોયુંરે........મનગમતા—
"શું આ પુષ્પ તમને બહુ ગમે છે?"
મનને તો ગમતું ઘણું મુખથી કેમ મંગાય;
વીણુ પ્રીછયે વીણુ પારખ્યે ઘટે માન મુનિરાય,
માગ્યે માન ઘટે નહીં જેવું જ્યાં દાતાર;
સુખે સ્વીકારે પુષ્પ આ ધરો કર્ણ મોઝાર.
અતિ ઉદાર દીલ તમ જોયુંરે........મનગમતા૦

[૧૦] ચંદ્રહાસ

તાતનો ભરૂંસો નથીરે; મુનેરે મારા તાતનો ભરૂંસો નથીરે;
પ્રીતમ થાળજ; કારણુ તમને; એકલા મુકે એ રીતી કોણે કહીરે-મુ
જલદી હુકમ થયોરે જવાને પ્રિયા; જલદી હુકમ થયોરે;
હુકમ ધારણુ કરૂં હું મુજ શિર; જાતું નકી રોકવા હઠ ન લ્યોરે;
હુકમ થયો હું નવ રહું; વડીલ એ કેહેવાય;
પ્રિયા આમન્યા એમની, નવ હુંથી લોપાય-જવાનો.
પ્રીતમ ઉષાને નડયો તેનો તાત અસુર.
આ પણુ સ્વામી જાણુજો બીજો બાણાસુર-તાત.
અનીરૂદ્ધને નાંખીયો, કારાગૃહની માંય,
દાદાએ છોડાવીયો. આવી ત્યાં યદુરાય-તાત.
જે કૃષ્ણે છોડાવીઓ, તેની મુજને સહાય,
ફિકર કરોમાં પ્રેમદા, પ્યારી મુજ, વિપયાય-જવાને.
જેને સહાયક શ્રીહરી, સ્વામા કહું છું સાચ,
વાળ ન વાંકો તેહનો, નાવે ઉની આંચ-જવાને.

[૧૧] (દેવયાની.)
દયાના નિધિનો તનુજા પ્રતિ આ કોપ ના ઘટે;
કદી છોરૂ કછોરૂ થાય તોય પિતાની પ્રીતિ ના ઘટે,
પિતાની, પિતાની, પિતાની, પ્રિતિ ના ઘટે-કદી
ગુરૂ, હું સુતા છું તમારી; મતિ શી છે મ્હારી;
હઠ મારૂં કેવું જ્ઞાન મોટું વિચારો આમ ના ઘટે:
વિચારો. [૪] આમ ના ઘટે-કદી.
(૧૨) (વિજ્યા વિજય.)
પ્રિતમની પાછળ હું જોગણુ હું બની:
વ્હાલાની વાંસે વિજોગણુ બનીરે-પ્રિતમ.
લજ્જા ડુબી-પ્રીતિ ડુબી-ડુબ્યું આશા ફુલ-
સ્વાર્થ સાધન જોગ સાધે વિપણુ ધારી ત્રિશૂળ—જોગન બની-પ્રિતમ.
મમત બાંધી મસ્ત બની છું-લાગતાં કલંક ડંખ;
સીતાએ પેઠાં બળસી ચિતામાં-કાઢવા કાળુ કલંક-જોગન બની-પ્રિતમ.
(૧૩) [વીણાવેલી.]
સુંદર શામળીઆ; નામ જપીશ નિત્ય તારૂં;
મનહર ના મળીઆ કાશી કરવત ધારૂં.
શામળા શણગાર હમારા; કાળજું હર્યું કામણગારા;
વિનવે કરગરી દીન દારા; દર્શ઼ દો દિલદાર તમારા.
કયાં હું કહું દુઃખ મારૂં—સુંદર શામ૦
આસપાસ નહિ વાસ નિહાળું અહાહા ત્રિભુવન ભાસતું કાળું;
નિરખુ નહિ કદી મુખડું રસાળુ જઇ હિમાલય ગાત્ર હું ગાળું.
સાક્ષી દેવ દયાળું—સુંદર શામ૦
(૧૪) [જગદેવ]
ખટક રહી આ મ્રગનયનીને; ચીજું કુંવરને જે અરપી.
અલગ થવા માગે છે મુજથી; કરતું શું ગુમ થઇજ મતિ.
અધરામૃત એનું પીવામાં; આડો કર ધરશે રમણી.
આલિંગનમાં થાશે અળગી; ચુંબન નવ દેશે નમણી.
સદા સુભાષિત હાસ્ય વિનોદે; રીઝાવતી મુજને રંગથી.
જીવીત વ્યર્થ હવે મુજ થાશે; જો નહીં સમજાવું અંગથી.
રોષ ક્રોધ મૂકી દે પ્યારી; અવર ચીજ એવી અરપું.
નવી મંગાવી તારા કુંવરને; જેવી પ્રિયા કેહેતી હોય તું.
(૧૫) [કરણઘેલો.]
આંખલડી અણીઆળીરે, જરા નચાવ નખરાંવાલી;
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા;

ભમર કમાન જરા ખેંચી ખુણેથી કોપ કટાક્ષ કુરઆલી;
જરા નચાવ નખરાવાલી.
ચટક મટક અને ચટકતી ચાલ આમ; ઝાંઝરથી ઝમકાળિરે.
જરા નચાવ નખરાવાલી.
જે નખરેરે તારા વાલમજીને વસ કીધા.
હયો લટકો મટકો ચટકો આ આલી સતાવો શું ઠાલીરે.
જુઓ નાચે આ નખરાવાલી.
જે નખરેરે તારા વાલમજીને વશ કીધા.

(૧૬) [અભયસિંહ કેસરીસિંહ]

જળ ભરવા હું ગઇતીરે સખી સંગે મારી;
આડા આવી કુંવરજીરે રોક્યાં સઉ પનીયારી;
સાહેલી સંગે મળી ગયાંતાં ભરવા નીર;
પનઘટ પર પાણી ભરી લીધા ઘડુલા શીર;
પાછા વળતા મારગમાંરે કુંવરજી ઉભા રહીને;
રોકી રાખ્યાં હમોનેરે એ દરવાજા દઇને........જળ.
મશ્કરી મારી કરી પૂછ્યું મારૂંજ નામ;
શરમાણી સઉ તે ઘડી સાહેલી તમામ;-વીનવણી હમારીરે,
સુણી ન જરા જેણે; નામ કહ્યું સખીયેરે:-મારગ મુક્યો તેણે...જળ.

(૧૭) [ઉદયભાણ]

માન માયાના કરનારારે જરી જોને તપાસી તારી કાયા.
પુછી જોને તું પંડિત પુરાણારે કોઇના અમર છે લેખ લખાણા,
કાચી છે કાયા આ માટીની માયા, છેમાટીના ખેલ બનાયા.
શાણાતો સમજી અલગ થયા; પણ બાળક બિચારા લપટાયા—
લાખોની પાંખો ગઇ છે પીંખાઇ, જેણે મૂછપર લીંબુ ઠરાયા
કાળના કોવટેથી કોણ બચ્યું ભલે રાંક ભલે હોય મહારાયા—
સંધ્યાના જેવા રંગ સોનેરી વંધ્યાને લાડ લડાયા.
જોબનને તનધન તેવાં સમજવાં; પાંણીમાંના પડછાયા—

(૧૮) [મહાશ્વેતા—કાદમ્બરી.]

સખી જઇ સંદેશો કહેજે મમ સખીને ધીરજ દેજે—સખી.
અસ્ત થતાં દિનકરનો નલિની ઉદાસ મનમાં થાય;
અલ્પ પરિચયે ચક્રવાકી પણ પતિ સુખને નવ ચ્હાય.
તજ્યું સખીએ દર્શણ પરનરનું હું, કયમ નામ લઉં નરવરનું—જઇ.
સમજ્યા વિણ સુખની આશામાં પામર જીવ તણાય.
વિષય ભોગ આ લોક તણા સૌ અંતે નિરસ જણાય.
હસી પ્રથમ પરીણામે રોવું—એ વિષયે કયમ ચિત્ત પરોવું—જઇ.

(૧૯) [વીણાવેલી.]

ઉગ્યો સખી ? સૃષ્ટિનો શૃંગાર હાર ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમાં-
જોને પ્રેમઘેલી ભૂમિના દેદાર જોને ડોલે સૃષ્ટિ આનંદમાં—અહો.—
ધન્ય ! ધરાસુંદરી ! તને ચંદ્ર તુંજ કાન્ત.
શાન્તિપાઠ પઢાવતો સાધીને એકાન્ત.
ધરણી પડી પતિને પાય; શિક્ષા શિરે ધરેરે;
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય શાન્તિ ચિત્તે સ્મરેરે;
ધરોને બ્હેન ! ધરતી માતાનું કહ્યું કાન;
પ્રીતિથી કરો સંસાર સુધારસ પાન—
ચંદ્ર સુખે ચીડાઇને; તારાના મુખ શ્યામ.
સદગુણીનું સુખ ભાળીને; રમે દુષ્ટના રામ.
સખી ! જેને પતિનું માન—તેનાં ગાંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન—રમે રામા રસિક લઇ તાન.
ધરણી નાર સમ ગ્રહણીઓ; સેવે સ્વામી પાય;
ચતુર ચંદ્ર સમ ધણી મળે; જય ! જય ! ત્યાં ઉચરાય.

(૨૦) [ચાંપરાજ]

મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી;
હું હવે ગુણિકા નથી, હાડાની રાણી.
એણે નથી દીઠું મુજ મુખ; વાત છે સીધી;
હદ ખરી આટલી વાર, વાતમાં લીધી, મુજ.
આવ્યા છે જ્યારથી, હાડો આપની પાસ;
હું જપ તપ કરતી નાર, રહી ઉદાસ; મુજ.
હું હતી મહેલમાં; પતિ ધ્યાનમાં નારી;
એકદમ રાજાજી, આવી ઉઘાડી બારી. મુજ.
મુને કહ્યું તાહરે માટ; મુજ શીર જાએ;
ધિક ધિક અબળાની જાત; પણુજ ખોવાએ. મુજ.
મે પગ નથી દીધો, બહાર બુંદી કોટાથી;
હું થઇ નાયકા નાર; આરોપ ખોટાથી. મુજ.
કરી કસોટી મુજ ભગવાન; તમારી દ્રષ્ટે;
મુજ લજ્જા રાખી નાથ; પહોંચાડી કષ્ટે. મુજ.
જો રાખી શરમ હું નાવત; આપ ભુવનમાં;
મુજ પતિ તણી રહી જાત; મનની મનમાં. મુજ.

(૨૧) જગદેવ—

વેશ્યા કુછંદે લાગ્યોરે સ્વામી; પરણી એને સુખ નવ પામી. વે.
એકે દિવસ આનંદે ન કાઢયો; હોળી હૈયામાં નિશદિન જામી. વે.
માતપિતાએ કાંઇ નવ કીધું; પુત્ર બગાડયો ખોળી ન ખામી. વે.

(૨૨) કૃષ્ણ ચરિત્ર—

દાણ માગેરે દાણ માગે; કાનો કાંકરી મારે તો મને વાગેરે.—દાણ.
કાનો કીયા મલકનો દાણી; મારી નવરંગ ચુંદડી તાણીરે.—દાણ.
કાનો કીયા મલકનો સુબો, મારી વાટડી રોકીને કાન ઉભોરે.—દાણ.

(૨૩) બોલતો કાગલ—

આવો કોઇ વૈદરાજ ઓસડ અજમાવો, આ લાગી લગન વિસરાવો
પ્યાલો જે પ્રીતીનો ઝેરી પીવાણો તે;
પાછો કઢાવો યા પચાવો.
કહે છે કોઇ કંઇ, કાન કંઈ સાંભળે છે.
કંઈ કહેવા જતાં આ જીભથી કંઈ નીકળે છે.
જવાનું ક્યાંય ને આ પાય ક્યાં આડા વળે છે.
થતું નથી કંઇ બીજું પણ ચિતડું ભડભડ બળે છે.
એ છોડાવો લગન આ મિટાવો અગન; શાંતિ લાવો.

(૨૪) ભિષ્મપિતામહ—

જખમનાં દરદો જખમી જાણેરે; વિણ જખમી શું જાણે;
મરદના ઘા તો મરદ વખાણેરે; કાયર શું જાણે.
આમ્ર સ્વાદમાં કોકીલ માણે; મેના દાડમ દાણે;
હરખી હરખી હંસ કમળના; કોમળ તંતુ તાણેરે; બગલા શું જાણે.
—જખમનાં.

પતિ પત્નિ માણે રતિ રસમાં, કામદેવને બાણે;
શું સમજે તે જોગી જન્મના, જે જગ મિથ્યા જાણેરે;
જાણે તે જાણે—જખમનાં.

(૨૫) ખુબસુરત બલા—

હુવે બાઇકાટ; મીલા ટીનપાટ ગઈ જોરૂજી
તેરી મેરી જોરૂજી; કયસી ડાલીથી લુંટ;
માગે ડાસનકા બુટ, કબીલાવે ના સૂટ તો મડમ જાએ રૂઠ;
અયસી બનીથી ફેશનપે લોટ; મુજે તો મેરી જોરૂને સમજાથા ભોટ.
ગઇ ઘરસે બલા; પાપ સરસે ટલા.
અબતો વોહ ટોપી અમ્મમા પુરાના વોહ જામા સજાકે કરે ઠાઠ બાટ.

(૨૬) હરિશ્ચંદ્ર—

સત્ય સદન, ચરન જગત નાથ; પાપ હરન—સત્ય.
રંક; રાય; કાળ ખાય; પુત્ર; નાર; ધન અપાર.
જાય નહીં સાથ; આય નહીં હાથ—સત્ય.

(૨૭) ઉદય ભાણ—

અહો દિલદાર જરી દેદાર દિવાનીને દેખાડોને;

અરે લટકી અધર લટકી મરૂં પટકી જીગર પટકી.
અરે આધાર સુધારસ સાર, ચતુરાને ચખાડોને.
મુખે અટકી મધુર મટકી અરે છટકી અધર છટકી;
દિલની થાપણ ઓળવી: ઘટે ન કરવી વાત.
પ્રાણ કહો તો પાડવું વાલમ કરવા વાત.

(૨૮) ત્રિયારાજ—

સુમર સુમર તું આજ હરકું; કલતો જાયકા.
ભજન ભજન ભજન વિનારે, કોન બચાયગા.
ચેત ચેત ચેત કાળ, અબહીં આયગા;
તેરી ચલતી હે તૈયારી, વહ ઉડાયગા;
કોઈ ચલેગા ન બેલી, નહીં અવર હે તેરા બેલી;
પ્રાન નીકલ ગયે પીછે, ખેદ પાયગા. સુમર.
ચલ ગયે કેટાન કોટી, પકડી હે તેરી ચોટી:
ખોટી બાજી ખેલતા, સો યમ દુરાયગા; સુમર.
અચલ કાઠ કયા બોલ, સમજ સમજી બોલ;
કર સકેગા કયા તું તેરી, શુદ્ધ ભૂલાયગા. સુમર.

(૨૯) મહાશ્વેતા કાદમ્બરી—

ક્યાંઈ સ્વાર્થ વિના નવ પ્રીતિ દીઠી જગમાં
ધુતારા જગમાં, ઠગારા જગમાં.
લાગે સ્વાર્થ સુધી પ્રીતિ મીઠી મીઠી, આ જગમાં
દીઠું સહુ નીજ સ્વાર્થને રોતું
રોતાના આંસુડાં કોઈ ન લ્હોતું-સ્વાર્થ વિના.
" કહેણી મીસરી ખાંડ છે કહેણી તાતા લોક
કહેણી તેવી રહેણી છે એવા વિરલા કોક "
ઔષધ માટે ફરે વૈદ્ય શેરી શેરી
દર્દ મટયું કે લાગે વૈદ્ય વેરી-સ્વાર્થ વિના.

(૩૦) વીણા-વેલી—

અરે શું માનવનો અભિમાન પલકમાં ટળી જશેરે.
ખરે જેમ પીંપળ ઉપર પાન-પલકમાં ખરી જશેરે;
પલકમાં ખરી જશેરે-માટીમાં મળી જશેરે—અરે.
ઘડી જીવતરમાં ઘડીએક સુખની નાએ......રે નથી,
મૂઢ મમતમાં તોયે મરતા આ આ......રે નથી.
પામર નર નાદાન—અરે શું.
"કાયા કલેવર કારમું છે ગંદકીનો ગાડવો,
સમજુ જને સમજી જઈ અભિમાનને વણસાડવો;"

અભિમાન ફણીધરને નહીં દુધ પાઇને પોષાડવો;
રાવણ સરીખે રાજવીએ લીધો નથી કંઇ લાડવો—અરે.

[૩૧] ચાંપરાજ.

આ કલંક હરિ ઉતારો, મુજ પ્રાણનાથ ઉગારો;
તમે રચી છે રચના જગની, મેં રાખી છે તમથી લગની;
મને સત્ય ઠરાવી હરી મારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ૦
હું ક્ષત્રીની પુત્રી કહાવું, આમ બને તો કુળ લજાવું;
મુજ પતિવ્રત આપ વિચારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ૦
તમે નરનારી નીપજાવ્યાં; મન મળ્યાથી જોડાં બનાવ્યાં;
પડયો અંતર અગની ઠારો; મુજ પ્રાણનાથ ઉગારો. આ૦
મેં કર્યું છે નિશ્ચે મરવું; પણ સાચ થઇ દીલ ઠરવું;
મને ખોટા દીધા ધીટકારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ૦
હું ચાંપરાજની નારી; થઇ ગુણકા વખત વિચારી;
કરી કસોટી નૌકા તારો; મુજ પ્રાણનાથ ઉગારો. આ૦
જેવી સિતાની રામશું પ્રીતિ; જેવી સુલોચનાની નીતિ;
એક બુદ્ધી કોટાપતિ પ્યારો; મુજ પ્રાણનાથ ઉગારો. આ૦
તમો દ્રૌપદિની વારે ધાયા, તમે ગજની બચાવી કાયા;
તું સત્ય પ્રગટ કરનારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ૦
જેવાં હતાં નળને દમયંતી, તેવાં હમે છીએ દંપતિ;
નળે કર્યાતા ઉલટા વિચારો મુજ પ્રાણનાથ ઉગારે. આ૦
આ અધરથી વાદળું આવ્યું, મુજ ઉપર કોણ આ લાવ્યું;
હરિ મળ્યો કો કામણગારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ૦
કોણે ભરમાવ્યા પતિ મારા; કરી વચન બાણની ધારા;
પ્રભુ વાંક શો દીઠો મારો; મુજ પ્રાણનાથ ઉગારો. આ૦
આ વખત નહીં સચવાશે; મુજ સ્વામી મરણ તો થાશે;
મને શ્યામમુખે નહીં મારો; મુજ પ્રાણનાથ ઉગારો. આ૦

(૩૨) અસીરેહિર્સ—

મન ધીર ધરો મોરી સજની–હાં ધીર ધરો મોરી સજની.
દીન રયન જપત પીયુ ભજનીરે–હાં ધીર ધરો.
રો રો કે ફૂટતી છતીયાં, ભઇ કયસી હાય સુરતીયાં
તોહેચયન નહીં દીન રજની–હાં ધીર ધરો.
તેહારી જારી, મોરી પ્યારી, સુન સુન ઉઠત હમ પીર
દુઃખ સાગરસે પ્યારી તોરી, નૈયાં હોતા લગઈ હે તીર.

(૩૩) હરિશ્ચંદ્ર—

હો ન દિલારામ તો કયા દિલકો આરામ!

દિલકો આરામ; ન તો જીનેસે કામ—હો૦
આંખોને કાતિલકી બરછી હય મારી;
મયેં બનકે મતવારી; હું કાતિલ, પર વારી.
હય જીસે બેજારી! લાચારી! લાચારી!—કયા દિલકો૦

શેઅર

જિસકો અય રશ્કે સનમ તેરી અદા ભાઇ હય;
ઉસકો દુરીમેં તેરી પાસે કજા બાઇ હયેં.
ખાતે હમ ખૂને જિગર; અશ્ક સદા પીતે હયેં;
ઇસ મહબ્બતમેં હમે દોહી ગિજા ભાઈ હય–મયે બ૦

(૩૪) રજનીચંદ્ર—

બાજી બગડી તો ગઇ; દુરજનના સંગં રંગે
પાજી હાજીહા કહી, સુખથી રહે રંગ ચંગે
ખટપટીઆ ખુશામતીયા વળી મસલતીયા મોથાજ.
ચાડી કરીને રાજી રાખે, હલકા ઉપરી આજ
રાખી અંતરમાં છરી, ફસાવે સજનને ઉમંગે—બાજી.
ઈંદ્ર ધનુષ્યનો રંગ જુઓ જયમ સમય સમય બદલાય
ઉદય અસ્તનું કાળચક્રત્યમ જાણે નહીં શઠ કાંય
માયા કોઈની ના થઈ; વહેતી જે સલિલ તરંગે—બાજી.

(૩૫) ભર્તહરી

ભરથરી ભ્રાત વિચારીને તમે, કરો હું ઉપર કોપ;
વણુ અપરાધે (૨) તમે વદો વચન આરોપ. ભરથરી.
છો શિર છત્ર [૨] નવ લોપુ નીતી ધર્મ;
બંધુ પત્ની મમ માત છે. કયમ કરૂં અવિ હિતજ કર્મ. ભરથરી
કટુ વચન બાણુ; [૨] શીરપદ મુકોમાં કાપ;
આગળ વાત વિચારતાં ભાઇ પામશો પશ્ચાતાપ. ભરથરી
પાંડવમાં ધર્મ (૨) લક્ષ્મણને જયમ રઘુવીર;
કનક ભક્તિ તેમ માહરી; નવ જાણો બંધુ કથીર. ભરથરી
ગાઉં આપ સેવ [૨] મુક્તિ દાતા મન માંય
બ્રહ્મરસ ભોગી ભ્રષ્ટ થઈ; કયમ તુચ્છ વિષયને ધાય. ભરથરી.
હું તજું આમ; [૨] નવ નિશ્ચે રહું આ ઠામ;
લાજે જનુની માહરી; જો કરૂં ઘડી વિશ્રામ. ભરથરી.
વિશ ભુહિમાં; (૨) અમૃત ધાર્યું છે આપ;
કડું ફલ એના ચાખતાં; મૃત્યુ સમ પરિતાપ. ભરથરી

[૩૬] મનોહરી રંભા

જગતના બાગમાં બાપુ મયાળુ એક માળી છે;

રસિલા છોડને પાણી સીંચીને ને કલાલી દે—ટેક
સુગંધી તો ભ્રમર લ્હેશે; ખરો માલીક તો તે રહેશે;
ખિલાવી જે નહિ દેશે; ભૂલ્યો નિજ ધર્મ માળી એ. જગત.
જશે જ્યાં ફુલની કળીઓ. જશે સાથે સુગંધી તો,
હશે ફૂળ ત્યાં હશે કળીઓ, જુઓ ધારો નિહાળીને. જગત.
પિતા! પુત્રી પરાયું ધન, થશે બીજાને તે સ્વાધીન;
જશે ભરથાર લઇ તે તન, રહેશે રોઈ માળીરે. જગત.

[૩૭] લીલાવતી

કામણગારી નારી કહેને મને વાત તારીરે;
છેલ છબીલી છબી ફાંકડી આ દીસે અદભુત;
ગુણ હીણો ગામડીઓ બુઢો એતો ભમતો ભુત. કામણ૰
ચતુર વીચાક્ષણ તું ચતુરા ને ધણી મુરખ સરદાર,
ચંપક વરણી કેમ ચાલે છે, ગમારથી ઘરબાર કામણ૰

[૩૮] દિલ ફરોશ

દીલે નાદાં કો હમ સમઝાએ જાએંગે
 હીજરમે ઉનકે જાન ચલી હય—
ન વોહ અહેલે સીતમ બુલવાંએ આએંગે
સખ્ત પત્થરસે જીયાદા હય, તેરા દીલ કાતીલ—
હુઇ આસાન ન જાંબાજકી, મુશ્કીલ કાતીલ—
ઉફરે બે દર્દ સીતમ પેશાઓ, જાહીલ કાતીલ—
દહને જખ્મ પુકારા કીયા, કાતીલ કાતીલ—
કીસ જખ્મે જીગર કે એહ ચરકે દીખાએ જાએંગે—દીલે ના—

[૩૯] ત્રિયારાજ

જોશું, રોશું, ખોશું સુખને; જાશે રાજ અમારૂં;
તેમાં સારૂં શુંરે થાશે; ગોરખનાથ, તમારૂં;
પુત્ર તમારો ગુરૂ ગણો છું; નામ મનુ છે મારૂં;
મોટા ભ્રાતા તુલ્ય તમે છો; બચ્ચું ગણો તમારૂં;
માટે આપો કાંઇ હિમત; નિરભય રહે મારૂંજ તખત;
રે હો જોગી રાજા મુનિવર; ઉરજ ધરીયેં નીસબત;
નહીંતો રાજ નકી જાણું દુશ્મન તાબે મારૂં. જોશું.

[૪૦] ચંદ્રહાસ

વટ સાવિત્રિ વ્રત આજ; પુરણ કરીએરે;
લઇ કુમકુમ અક્ષત હાથ, ફૂળ તો ધરીએરે.
છે પવિત્ર વસ્ત્રો બેન; આપણુ અંગેરે;
કરો પૂજન વડનું આજ સૈયર સંગેરે.

વિધિ આ વ્રત તણીરે-સાચવો તમો;
તો તો મંગળ તમારૂં થાયરે; આયુષ્ય પ્યારા પતિનું રે વધારશો.
શાસ્ત્ર વિષે સુંદરતા શી એની લખી;તેથી તમારૂં રૂડું થાયરે—આયુષ્ય.
કંકણુ કર વિશે ચમકે તમારાં, અંબોડા શિરપર શોભે સારા.
એ સહુ રેહેશે રૂપાળાં વ્રતની વિધી સંભાળો;
ઝાંઝરનો ઝમકાર તમારો; લટકો મટકો ને ચટકો તમારો.
ખટકો હોય જો પ્યારો—વ્રતની વિધી.

[૪૧] નરસિંહ-મહેતા

હવે મને હરી નામથી નેહ લાગ્યો;
ભાગી ભીડ ભવનો ભય ભાગ્યોરે
માયા મંદિર મારા મનથી મે મુકીયાં ને ઇદ્રિની ઓળખાણુ મુકી
હેમ હીરાથી હાર મઢેલાં ચાલ્યો તે ઉપર મુખે થુંકીરે—હવે.
કોના સુત્ત તાત કોના માતનેભ્રાત સરવે સ્વારથનાં સગપણુ રાખેરે
પ્રાણુ ગયા પછી પાસે ન આવે, કાઢો કાઢો મુખે ભાંખરે-હવે.

(૪૨) [વિજ્યા વિજ્ય.]

ધન્ય ભાગ્ય પધાર્યાં ભમરા-છો દિલદાર ડાહયા ડમરા-
કમળાપતિ આપ હું કમળા-રસીઆ રસીક શણુગાર
તું પ્રેમ બતાવે ખોટો--પાતર ઘર પ્રીતિ ટોટો.
નહીં ગુલાબ હજારી ગોટોરે-તું૦ છટકેલ છટેલી નાર.
શૃગાર મઝા નહી માની-ફોગટ સમજે જીંદગાની.
છે ધરમ કરમ ધુળધાણીરે-શ્રંગાર રસીઆ૦
છે વિષય વિષનો પ્યાલો-જમપુર નરકી જ્યાં ઝાલ્યો.
ભવ એળે મદનથી મહાલ્યોરે-છે છટકેલ૦—
હજુ કુંવર તમે છો કાચા-નથી શીખ્યા મદનની વાચા
નથી નયન મુરલીએ નાચારે-હજુ-રસીયા૦—

(૪૩) કુસુમાવતી

સાંભળ ડીયર, પ્યારી જાની;
હું રાજા તું સુંદર રાણી; જાન દીલદાર આશક થયો હું માની;
સુંદર છબીલી શાણી, નખરાયે માર્યા ઠાર, મારા ગુલાબના ફુલ.
તારી ઉપર હું છું ડુલ; તું આ મારી સરદાર
જા જા મ્હોબતના ગુલામ.
માનો માનો ડીયર જાન હેમ, રાસ્કલ જુતીનો માર,
જા; ઓ તું પાજી વાહ ગધમજી છો નમુનેદાર
લેશું દીવાળીની બહાર છટ છટ ઓ ગમાર
પુરા વાગ્યા દીવાના બાર

(૪૪) માધવ વિલાસ—
બળું છું પ્રેમ આગમાં (ર) મને કોઇ બચાવોરે;
કોઇ બચાવોરે, એની મારી, વારે ધાવોરે,—બળું છું.
હેરાન હું બેભાન છું, મુંને શીદ સતાવોરે
(૪૫) બોલતો કાગલ—
માલી વિનાની ખાલી, જોબન તણી ફુલવાડી
હાએ સુકાઇ ચાલી, પણ નાવે જીવન માલી
ગાલ ગુલાબ તણી ગઇ લાલી, નરગીશ આંખ નમી મદવાળી.
લ્યો સંભાળી જીવન માલી
પાણી વિનાની ડાલી, તાપે તપી હરિયાળી
(૪૬) ભિષ્મપિતામહ—
ગ્રહસ્થાશ્રમની શોભા સઘળી, નારીથી સચવાય,
તે નારીને કહો નઠારી, એ કેવો અન્યાય (૩)—ગ્રહસ્થા૦
અવનિમાં ઉપજ્યાં બે સાથે, પુરૂષ પ્રકૃતિ રહ્યાં સંગાથે,
વંશ વૃદ્ધિ જેના થકી થાય, એથી ઉત્તમ કયું કહેવાય;
તે નારીને—ગ્રહસ્થા૦
નારી વિના કહો કોણે નિપજ્યાં, સાર્વભૌમ પણ એથી ઉપજ્યાં;
ધ્રુવ, પ્રહલાદ અને યદુરાય, એની પણ નારી મા થાય;
તે નારીને—ગ્રહસ્થા૦
જગતની જે આદ્યશક્તિ, નારી રૂપે પ્રત્યક્ષ પ્રગટી,
ગૃહિણી ગૃહ દેવી ગણાય, રિદ્ધિ સિદ્ધિ સ્ત્રી સમજાય;
તે નારીને—ગ્રહસ્થા૦
(૪૭) સતીતોરલ—
સતિઓને બ્હેની, તનપર, સુન્દર સજવું ધરેણું સાચું,
ટેકની ટીલડી કરવી લલાટે, લજ્જા કાજળ દ્રગ ભર્યાગે;
વિનયની વાળી નાકે રૂપાળી, હરી હેત હાર, હૈયે ધરાયે-સતિ.
કુલિનતા કેરી સજવી સજની, કોડે કંચુકિ નિત રૂડી;
ચળકે કમનિય, યુગલ કરોમાં દાન તણી શુભ ચુડી-સતિ.
સાડી શિયળની અંગ ઓપાવે, અળતો પતિવ્રત કેરો;
મર્યાદા ઝાંઝર પગ ઝમકે, ચતુરાઇ ચરણીયો પ્હેરો-સતિ.
(૪૮) મહાશ્વેતા કાદમ્બરી—
માલીકનાં બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ [ર]
કર્ત્તા હર્ત્તા સૃષ્ટિના સૌ બાજી એને હાથ
રૂણાનું બંધે આવી મળતું—ખાજ્યું નવ કોઇનાથી ખળતું.—

જગત માત્ર તેને આધીન છે અનાથના જે નાથ
નહિ પીંડ આ પોતા તણો પોતાનું કાંઇ ના જાણવું
સૌએ શુભાશુભ કર્મને પોતાતણુંજ પ્રમાણવું.

(૪૯) અભયસિંહ કેસરીસિંહ.—

રસીક મધુ ચાખનાર, દુર કયાં થયો,
નાખી મને મોહ પાસ, ચાલ્યો શું ગયો. રસીક.
આવીને અહિં તું પ્રાણ, મારી ગયો મોહબાણ,
લુંતી મ્હારી રત્ન ખાણ, લીધી તેં આણંદ લ્હાણ,
દારાને દમી સૂજાણ, કયાં જતો રહ્યો. રસીક.
આવ આવ પ્રાણાધાર, કયાં ગયો કરીને પ્યાર,
છેક તેં કરી લાચાર, મારી પ્રેમની કટાર,
લાગી આરપર સ્હાર, કાળજે પડયો. રસીક.

(૫૦)

મોહેલે પધારો મહારાજ મણીધર મોહોલે પધારો
વહાલા પધારો વૃજરાજ, મણીધર મોહોલે પધારો
કરી રાખીએ એકડી ઘણા દીવસની ગોઠ
રાજ મલે તો.કીજીએ આવી રહી મારે હોઠ—મણીધર મોહોલે પધારો.
હું પણ દાસી બાવલી બાંધ્યું અહની લાજ
જોબન લેહેરે જાય છે માંણોને મહારાજ—મણીધર.
હું સરખી બહુ આપને મારે તો એકજ આપ
રહેવાતું નથી રાજવિણુ કોને કહું પરિતાપ—મણીપર.
સેજ અમારી ફુલડે આનંદ ઉર ન સમાય
પ્રાણજીવન ત્યાં પોઢશો હું તો તલસીસ પ્યારા પાય.

(૫૧) સરસ્વતીચંદ્ર.—

શિતળ ચન્દ્ર જેવું વદન કાન્તિમાન,
નયન મીચી લે તું શાન્તિથી વિરામ;
જાણે જઈ ભેટું એવા ઉમળકા આવે છે,
બોલું કંઇ બોલું ત્યાં તો શરમ દબાવે છે:
કાંઇ કાંઇ અંતર થાય, થાય, થાય, ના સ્હેવાય.
થર થર થર કંપે કાયા, સ્વર ચરડાએ છે,
ચાલું ત્યાં ચરણો અન્યોઅન્ય અથડાએ છે;
લાગી લાગી હાં સ્મર લ્હાય, લ્હાય, અસહાય.
જાગોજી જાગો વ્હાલા નિંદ્રા વિસારી દો,
રાગી થઇ ત્યાગી વ્હાલા ત્યાગી સમાધી દો;
લળી લળી લાગું હું પાય-પાય ઢોળું વાય.

(૫૨) રંભા—
ધા લાગ્યોરે હૈયડામાં ઝુરી ઝુરી મરીએ,
ઝુરી મરીએરે, જાના; ક્યાં જઈ ઠરીએ—ધા૦
ગંગા જમનાને તીરે, ગાડર પોઢયાં રેઢાં,
તારી પાસળ પાસળ દાઢી ફરીએ (૨)—ધા૦
લેરખડો લાડોને, લેરખડી લાડી તું,
હરખે હરખાં સોડી, હીદ વરીએ (૨)—ધા૦
કુંવારાં કાંમળી, ઓઢી આણે મારીરે,
નેહ લગાડયો, વછવો નવ કરીએ (૨)—ધા૦
ઘરડાં ઘોઝારો ગોતી, હું હખ માણુવાની,
જાને જનમારે, જીવડા ખડ સું સરીએ (૨)—ધા૦

[૫૩] સૌભાગ્ય સુંદરી—
મારા તનમાં મનમાં ભર્યો છે ઠર્યો છે ભય, જાઉં છું હું, ગજ જોતી.
વળી ગુમાવ્યું મેં ભાગતાં ભાગતાં (૨) નકવેસરનું મોતી—મારા.
હાલતું ચાલતું હારી છું હાય, જીવ મારો ગભરાય,
કેદી ફરી મારૂં મારૂં મળશે મોતી, ગોરી હું કાઢીશ ગોતી—મારા.

(૫૪) સતી દ્રૌપદી.—
ગોવીંદ ગુણ ગાઓ રે નરનાર,—ગીરીધર શ્રી ધર શ્રી મુરલી ધર,
નામથી નેહ લગાવો—હા નેહ લગાવો રે.
મારૂં તારૂં મિથ્યા માની કૃષ્ણ કૃષ્ણ કહે જાવોરે, રે.
અધમ ઉધારણ ભવ જળ તારણ,
નિરભય નામથી નાવોરે, ભય નામથી જાવોરે રે.

(૫૫) સતી તોરલ—
જેસલ કરી લે વિચાર માથે જમ કેરો ભાર
સ્વપ્ના જેવોરે સંસાર, તોળાંદે કરે પોકાર
આવોને જેસલરાય આપણ મળીયે ખરા સંત હોયે ત્યાં જઈ ભળીયેજી.
આ ભવ આવીયો અવતાર માથે સદગુરૂ ધાર.
જાવું જાણીને દરબાર એડલી ઉતારે ભવપાર—આવોને.
મોતિ એરણમાં ઓરય, માથે ઘરણ કેરા ઘાય,
ફુટે ફોગટીયા કહેવાય, સાચાની ખરે ખબર્યું થાય—આ.
નવલખ કોથળીઓ બંધાય, ત્યારે ગાંધીડો કહેવાય,
હિરામાણેક હાટે વેચાય, તેનાં મૂલ્ય મોંઘાં થાય—આ.
નિત્યાનિત્ય ઉઠી ન્હાવા જાય કાયલા ઉજળા ન થાય,
એરા ગુણિકાનો તેતો બાપ કોને કહેવા જાય—આ.
ખ [illegible] ને જાય, એ નર અધુરીયા કહેવાય,

હાથમાં દીવો લઇને, છતી આંખે કૂવે પડવા જાય,
એવી ચાર જુગની વાણી, સાંત તોરલ દેવી ગાય—આ.

(૫૬) સુકન્યા સાવિત્રી—

ના તરસાવ (૨) મધુકર ડંખ દઇ કયાં ઉડે,
ફરી ફરી નહીં મળે આવો દાવ—ના.
સ્નાન કરી લે તન સરવરમાં, કળશ કનકનાં ગ્રહીને કરમાં;
લઇ લે સુખનો લ્હાવ—ના.
ઝાકળનું જળ હોય ન મીઠું, જાણી જમશે કોણ અજીઠું;
તજ તુજ શ્વાન સ્વભાવ—ના.

[૫૭] ચંદ્રહાસ—

થયા છોરે પતિ તેજ પ્યારી તનનાં, ઉર હસી વરી આજે, તનના.
છેલ છબીલા રૂડા રંગીલા, રાજપુત્ર પ્રખ્યાત,
જોયા બાગે, અનુરાગે, ચિત્ત લાગે, કેમ ત્યાગે,-પ્રભુ તે વખતે
મેં તન મન તમને અરપ્યું થઇ રાજી—થયા.
કૃષ્ણ કૃપાએ તમોજ મળીયાં, દિલમા જે ચિત્ત ચાહ,
નોતું નકી, નોતી વકી, નિશા પકી, વિધી લખી;
પ્રિયા ઉત્તમ તન બની હની દેવસુંદરી, પદમણી મળી આજે—થ.
મહેલ જતાં તે-દી તરછોડી, હવે ન મુકું હાથ;
ચાલો આવું, મન ભાવ્યું, કેમ નાવું, પ્રિય કહાવું;
હવે હાજર છું, તન મન ધન દેવા, જેમ પ્રેમ છાજે.

(૫૮) હરિશ્ચંદ્ર—

મન મયલ મિટે, તન તેજ બઢે, દે રંગ ભંગકા લોટા,
સૌ રોગ ટળે, સૌ સોગ જલે, કરે ભંગ અંગકા મોટા;
જબ તાર જમે. આજાર રમે, નવ હાથ બઢેજી છોટા,
તન સાફ, મન સાફ, હો સાફ આદમી ખોટા—મન.
લે કંદ દુધમેં ઘોલા, તો રંગ બના અનમોલા,
કર પાર ભંગકા ગોલા, હરબાર બોલ બમભોલા;
ઉઠ ભોર નહાકે ગંગ, ચઢાલે ભંગ, જમા લે રંગ,
નિરાલે ઢંગ, દિખા દે જંગી કૂડી સોટા—મન.

(૫૯) રજનીચંદ્ર—

કાયાની માયા જુઠી સહુ જાણેરે
પલમાં વીખરાશે તારો માળો આ સંસારનોરે
બીન્દુ જેમ ઝાકળ કેરૂં, માનો મોતી જુઠુંરે
એમ સંસારની માયા મીથ્યા માનરે—પલમાં.
સગાને સબંધી સ્નેહી કોઇ નથી તારૂંરે
સ્વાર્થમાં રાખે સગા સગો ભાઇરે—પલમાં.

(૬૦) મહાશ્વેતા કાદમ્બરી—

શું કહું કથની મારી, રાજ શું કહું કથની મારી,
હું તો દૈવના ત્રાસે હારી, રાજ—શું કહું.
પરખી પારિજાતક મેં અપણુ કીધું મન મારૂં.
પતિ તજી પરલોક સીધાવ્યા કરી જીવતર મમ ખારૂં—રાજ.
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમનની આશે
સુન્ય દેહ મમ સ્વામિતણો પણ ઉડી ગયો આકાશે—રાજ.
અરપ્યું મેં સર્વસ્વ સ્વામિને પ્રેમની કફની ધારી
તજી જગત જંજાળ સર્વ હું પ્રીતે ભજુ ત્રિપુરારી—રાજ.

(૬૧) ભર્તહરી

શૃંગારમાં ડુબાવિતી, તમેજ મુને,
પીયુને તજાવનાર વેરી. અલંકાર સૃગારમાં. એ ટેક.
હીરા મોતી જડીત્ર કંકણ દુર જાઓ,
પોખરાજ રત્નહાર અદ્રસ્યજ થાઓ. પીયુને.
જરિયન સાડી ચુડા મણિ બળી જાઓ,
રૂપ દેહનું બળીને ખાખવત થાઓ. પીયુને.
અરે કાંપ મૂકયો મુજ હ્રદયમાં કાપ.
અરે બાજુબંધ ઉપજાવ્યો તમે તાપ. પીયુને.
શ્વેત વસ્ત્ર સાડી દાસી, લાવે તું આવાર,
પ્રભુને શરણ થવું ઉતારી શૃંગાર. પીયુને.
શીયસ ભંગના પાપ થકી મુંને ઇશ,
મુક્ત કરશે દિનાનાથ અરપી ને શીશ. પીયુને,

[૬૨] સૂરદાસ

વ્હાલા વૃજલાલ સાથે લાગીરે લગનીયાં. માહરી મહારાજ.
પ્યારી છબી શામળાની, સ્થાપી ઘટ ઘરમાં મેં તો.
એને હાથે છે મારી લાજ.
વ્રન્દાવનમાં ફરતા ધરતા વરતા. આ આ.........વ્હાલા.
હૈડે નિત હેત ધારી, બંધુ હળધરના હું તો
સેવું છોડીને બીજા કાજ.........વ્રન્દા......આ.........વ્હાલા.

(૬૩) પવિત્ર લક્ષ્મી.

આવે સમએરે જામીન, મિત્ર વિના કોણ થાસેરે,
વાહાલા વિના કોણ થાયેરે. આવે.
સલામ મિત્ર સો મળેરે, તાળી મિત્ર અનેક,
ભીડ ભંજન કોઈ વીરલા, હોય સો લાખનમાં એકરે–મીત્ર.
મુખ મીઠા કપટી હ્રદયના, લેખું લાખ કરોડ,
સંકટમાં શીશ અરપે એવા જગમાં ન મળે જોડરે–મીત્ર,

(૬૪) ભીષ્મપિતામહ.

કોઈ કાઢો જળ બહાર, મારો હૈયાનો હાર;
હૈયાનો હાર, જોબનીયાનો શણગાર—કોઈ.
મોંઘા મૂલનાં માલનાં મારાં મોતી નંદાશે,
ક્યરે પુરાઇને કચરાળાં થાશે; કંઈ ઉભી હાર તણી આશે,
કરૂં છું પોકાર, હું કરૂં છું પોકાર—કોઇ.

(૬૫) કુસુમાવતી

તમે રસીયા બોલે પળજો રાજ, વ્હેલા વ્હેલા વળજો.
દાસી ઉર અરજી ધરજો રાજ વહેલા વહેલા વળજો.
સ્વામીનાથ છો પ્રાણ અમારા, અમૃત આણંદ ભરજો રાજ
વહેલા વહેલા વળજો રાજ.
નાર નવેલી તમ વીણ સ્વામી, કરમાશે મન ધરજો રાજ
વહેલા વહેલા વળજો રાજ.

(૬૬) નિલમ માણેક—

હાય મા મને કયાં મળશે, કયારે આશા મુજ ફળશેરે;
માતુ વીણ કંહી ચેન પડે નહીં સુનું સહુ ઘર લાગે,
વહાલ કરીને કોણ ચુંમી લે દુખ મારૂં કોણ ભાગે

(૬૭) હાર જીત—

આજ શાહેવાલાને પાઇ શફા સાજ સભી આલા દુબાલા હુવા
રાજ કરે બાગોમે બાદે સબા તાજ ગુલેલાલાકા સરપે રખા
બાદે સબાને બાદાકે પ્યાલે આજ પીલા ગુલકો મતવાલા કીયા.
કયસી બહાર હય સહેરા ગુલજાર હય
માલી નીસાર હય જાન જાન જાન
બુલબુલભી શાદ હય યાં ગુલભી શાથ હય
હાસીલ મુરાદ હય કામીલ મુરાદ હય
ગાઓ મુબારકબાદી નાચો સારી પ્યારી
ન્યારી ન્યારી વારી વારી જાએં

(૬૮) શાહીદે નાજ—

પરદેસી સૈયાં નેહા લગાયે દુખ દે ગયો
આવનકી ઔધિયાં કિયે ગયો, સુખ લે ગયો દુખ દે ગયો
સૌરતન બિમાય રાખો, બયરન લલચાય રાખો,
કેહકો અમૃત રસ ચાખો કેહકે રસબસ અભી લાખો,
હમસે બતીયાં કરકે પતિયાં ના દયો સુખ લે ગયો,

(૬૯) હરિશ્ચંદ્ર—

અરે નાદાન! અરે બેધ્યાન! જરા તો માન! જરાતો માન!
ન ખો તું જાન, ન હો હયરાન, જરા તો માન! જરા તો માન!

કયસી રાની, કયસી બાની, કયસી લાલાજી કે લાલ,
બાતેં તેરી લંબ્બી ચૌરી, બાકી સૂખા જય ગોપાળ!
રિપીકી માન, જો તું ફરમાન. તો હો ઇસ આન તેરા કલ્યાન,
અરે અગ્યાન! ન કર હયરાન, જરા તો માન! જરા તો માન–કયસી.

(૭૦) હામાન—
સોહાવે સખી આજ વલી સરતાજ,
સુનાવે કોઇ આજ વલી ભયો રાજ—સોહાવે૦
ગોકુલવાલા પ્યારારે ઇંદ્રાસનવાલારે, તીજે ભએ મહારાજ—સોહાવે૦

(૭૧) દાવપેચ
હાએ સૈયાં પડું મય તોરે પઇયાં સતાઓ કાહે મઇકા,
પીયા પ્યારે સઓતનપે જાઓ વારી,
મોહે બીરહાકી મારો કયું કટારી,
કટારી મોરે સૈયાં હએ મારી મોરે સૈયાં.
પલપલીયાં તલમલીયાં એ કલીયાં હો રઇયાં,
બીરહાકી મારી મયનો રાર કરૂંગી. અયસે નીઠુર તુમ હાય,
મોહે કાહે સતાએ મોહે કાહે જલાએ.
જી જલાએ કલપાએ તડપાએ

(૭૨) હામાન—
સોહે પીયાકે મનકો ગાનેકી ઉપજ તાંન,
લુભાવેરે જીયરવા, હંસાવે રૂલાવે જગાવે દીખાવે.
વોહ રબકી શાંન—સોહે પીયાકે૦
સુરોંકી ગીનતી સુંનો ન્યારી તાન ઉપજ પ્યારી પ્યારી,
ઇનસાંનોં હએવાંનો દેવો પરીજાંન.
હુરાંનો ગીલમાન શાદમાંન—સોહે પીયાકે૦

(૭૩) સૌભાગ્ય સુંદરી.
પ્હેરી ચાળી લટકાં મટકાં કરતા આવ્યાં,
રંગે બોળી સાડી ઓઢી મન લોભાવ્યાં,
ઝાંઝરનારે ઝણુકારે, કર કંકણુના ખખડાટે,
કાજળથી નેત્ર દીપાવ્યાં—પ્હેરી૦
હવે શરમાવો ઠાલા, શાને દીયરજી મારા,
બોલો—બોલોજી બોલો, બોલો,
મેં કેવાં તમારાં નખરાં તો જણુાવ્યાં—પ્હેરી૦

(૭૪) જગદેવ
જાઓ જાઓ અવગુણ મુંખ શું, ભાખો મુજ ભરથારનારે.
સદગુણુના છે એ ભંડાર, દોષ નથી એમાંજ લગાર,

રતિરૂપ બહુ ભર્યો પતિ પરમારમા—રે, જાઓ શું.
ક્ષમાવંત પણ શૂરવિર પુરા, ઉદારતા ગંભિર ગુણ ધિરા.
નથીજ કોઇએ નરવર એની હારનારે; જાઓ શું.
મારા છે મુગટ મણિ, પ્રતિમાં ક્ષત્રી નીતિ તણી.
ધણી એહ મુજ, વાસી નગરી ધારનારે; જાઓ શું.

**(૭૫) ભર્તૃહરી**

ધીક યુવા ધીક મુજને, ધીક કામ વીકારજી,
જેણેરે ભુલાવી મુંને સત્યથી, કર્યા નીચ વીચારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ક્ષમા કરોરે રાજા રંક છું, નારી અજાન જાતજી,
અન્ય વખત આવું નહીં કરૂં, લાજ્યા માતને તાતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
કપટ રૂપી રાણી પીંગલા, એ શું બોલો વચનજી,
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારીને મનજી:
ભીક્ષા દેને મૈયા પીંગલા,
તુંરે ખોટી ખોટું રાજ છે. ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વને એકલો, જેથી પામું ઉધારજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા,
રહો તો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણું એકમાં, જમીએ આપણ સાથજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખું ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહીં જગતમાં કરશું ભોગ વિલાસજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
મેહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં નથી ભોગની આસજી,
ભીક્ષા દેને મૈયા પીંગલા.
વાસી જંગલના જોગી અમે; નહીં ગામમાં વાસજી,
વિષય વેલીથી અલગો રહું, નહીં નારીનો પાસજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.

**(૭૬) ચંદ્રહાસ**

કાઢો મુખે આવી કહાણી, પિતા નોયે સુજનની વાણી.
નાવ્યા કદી પૂછવા કેદે મોટી થઇ, બોલી જબરી,
વાહ લવરી, નથી કુંવરી નોતી તમારે રાણી—કાઢો.
પિતા નિજ તનુંજા, દ્વેષી થઇએ નહીં, અતિ કરના,
નથી ડરતા જગ કરતા, પિતા મોટા છો જ્ઞાની—કાઢો.

(૭૭) મહાશ્વેતા કાદમ્બરી

હમારી લાજ તમારે હાથ એ નાથ નિભાવજોરે....હમારી
સદગુણ જ્ઞાન સુબુદ્ધિ આપો, સતચિત આનંદ ઉરમાં સ્થાપો
અગમ નિગમનો માર્ગ સુગમ બતલાવજોરે.......હમારી
ભક્તિ થકી ભવ બંધનછુટે, ડગલે ડગલે આયુષ ખુટે.
શ્રીધર અમ તન મનના તાપ સમાવજોરે.........હમારી

[૭૮] જગદેવ.

બીછાવી સેજ સારી, પીયુ પધારે આજ મોલમારેં આનંદકારી,
અરપું હું ગળે પુષ્પના હાર (૨) નાથ આજ ડાયા હેત પ્રીત માયા,
આજ પધારે મોલમારે માનવંતી જાયા,-બીછાવી.
કાંસ્યાં મેં વાળ વાળ મોતી, (૨) બેઠી વાટ જોતી, આજ આશ
પોતી, થયા અનુકૂળ આજ એહશું વૃત્તિનાર ચોંટી-બીછાવી.
કહેછે ભણ્યા ગણ્યાએ ગ્રંથ, મુખ જોઉ પ્યારું દેહ કામ મારું
આજ વિનોદે વાત કરી હું કરે હસ્ત ધારું-બીછાવી.

(૭૯) સૂરદાસ

આ તારાં વચનો સારાં સ્નેહે સાંભળતા,
શાન્તિ પામ્યું છે મન મારૂંરે-આજે—આ૦
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી,
ધન્ય ગુરૂ ચિન્તામણી ધારૂંરે-આજે—આ૦
ભક્તિ ભગવાન કેરી કરતા હંમેશાજી,
થવાનું ત્વરાએ શુભ તારૂંરે-શાણા—આ૦

(૮૦) બોલતો કાગળ

આશક ખડબૂચા જેવા, માશુકનો પૂર દમામ,
ચાહે રાંડે કે માંડે, શું અમને તેથી કામ
જાણે ઘરડી ઘોડીને, પહેરાવી લાલ લગામ,
જોડી જુગતી છે એવી, કે જોવા મળશે ગામ.
વર લોભ ધરે કન્યાનો, જમવાને માગે જાન,
ઘોડાને બદલે ખાંધો, ગીતડાને બદલે કાણ.
અહીં માંડવો મંડાવો, ત્યાં કાષ્ટ ગયાં સમશાન,
ચોરીને બદલે ચોકો, ને રામ બોલો ભાઇ રામ.

(૮૧) ત્રિયરાજ

જોગીરાજ કામ કોડીલા ભાસે, મહારાણી મહેલે હોંશે જાશેરે, જોગી
કંચન થાળમાં ભોજન લાવ્યાં, ખાંતે પ્રભુ મારા ખાસેરે, જોગી
કિંકરી ઉપર કૃપા તો કરશે, નહીં કાઢે નાથ નિરાશેરે, જોગી
જાગો પ્રભુ મારા જાગો હવે તો, આવ્યાં અમો મોટી આશેરે જોગી

(૮૨) અનસુયા

આંખ વિના અંધારૂંરે, સહાય મારે આંખ વિના અંધારૂં,
કોઇ કેરી લાલ લીલું, આ ધોળું ને આ પીળું,
મારે મન સઘળું કાળું કાળુંરે (૨) કોઇને જગ લાગે સારૂં,
કોઇને લાગે નઠારૂં, મારે મન જીવતર ખારૂં ખારૂંરે (૨)—સહાય.

[૮૩] સાએંગાર

માણેરા તુ રોમા પુત્રજ માહરા,
ઘેલા કૂળમાં કાળું લાગે કલંકજો. ટેક.
મરતાં વાલા માને નવ સંભારીએ,
એવાજ આપણુ લખ્યા વિધીએ અંકજો. માણેરા.
ઉમ્મર નથી તારી શિખામણુ શું દઉં,
અમર રાખવું પુત્ર આપણે નામજો;
તુજ મતાનું શિયળ આમ સચવાવવા,
કુંવર કોડીલા આવે તો છો ત્યાં કામજો. માણેરા.
રોઇ રોઇ આંખો નવ કર તન તું રાતડી,
છાતી મારી ફાટે છેલા છેકજો;
સ્વાધિન થા મુંગે મોઢે સમશેરને,
નમેરીઆને માર જખમજ એકજો; માણેરા.

[૮૪] ત્રિવિક્રમ—

પામ્યો પામ્યો પદમણી આવી–હો જાણો તેની સફળ જીન્દગાની
એક કટાક્ષે પાડે છે નરને, પછી નજર નહીં દેખે અવરને
દેહ છટા દીએ દીપાવી હોં,–જાણો તેની.
ચંપક વરણી વેણી વિશાળે, વનીતા એવી વસંકાળે,
ભાગ્ય થકી મળી મન ભાવી હો,–જાણો તેની.

[૮૫] કનક-તારા—

દશા આ શી થઇ મારી, કરમની છે ગતિ ન્યારી.—દશા.
રમતાં રાજ મહેલમાં વસ્તાં સુખ મોઝાર
સેવામાં હાજર હતાં દાસી દાસ હજાર
ભોગવવી આજ લાચારી, પડયો હું વનમાં આજારી.—દશા.
ફુલ રહી સહીઆ પણ જેહને કઠણ લાગતી સેજ
સુતી છે પત્થર તણી ધરતી ઉપર એજ
મહારાજાની કુમારી, દુઃખી છે બેન મુજ પ્યારી.—દશા.
તરસ્યાં ભુખ્યાં ને અમે દેતાં પાણી અંન
ટળવળીએ આ વન વિશે ભુખ્યા વિણ ભોજન
પીવા મળતું નથી વારી (પાણી) રહું કેમ ધીરી ધારી.—દશા.

[૮૬] મહાશ્વેતા કાદમ્બરી—
ઓ સાહેલીરે (૨) સમજી કરીએ પ્રીત
નથી સેહેલીરે (૨) અટપટી પ્રીતની રીત
બોલો અનેક સુણી બીજાના બોલ તોળી બોલીએ
સામાનું દીલ જોયા વિના નવ આપણું દીલ ખોલીએ
અંતર સામાનું ભાળી, ભરીએ ડગલું સંભારી
એક હાથે પડે કેમ તાળીરે
[૮૭] ચંદ્રહાસ—
સાણો પૂરો આ પૂરો શાણો છે, નીતિ વચન મુખ શા સંભળાવે,
વેશ કંગાલનો વસ્ત્રમાં ભાસે પણ ઉત્તમ કુળ એ ઓળખાવે શા.
દિવ્ય કાંતિ છે દેહની કેવી, રાજ કુંવર તન તેનું જણાવે શા.
પ્રશ્ન કરીને પૂરોરે જાણું, મોહની મુજપર એ ઉપજાવે શા.
[૮૮] ત્રિયારાજ—
શું દઇશ તુંને જાવા, દુઃખી થાવા નીલાજમ,
મુજને એહ, મહરે બદલ મુંકું વાહ વાહ,
નવ બોલ બોલ આવો દે જાવા,
નહીં નહીં એ મારી રીત, નહીં ચળે રાજ તન ચિન્ત,
કરૂં કેમ અરે વિપરીત, તુજ સાથે જોડી પ્રિત.
નવ કાઢ વચન આવાં, દુઃખી થાવા.
તું મારો છે તન પ્રાણ, મનું તું છો મારો દિલજાન.
તુંને કેમ કરૂં હેરાન, આ વખતે મૂકે તાણ,
હઠ છોડ મિત્ર મનુભા દે જાવા.
(૮૯) નિલમ માણેક—
ઉર જાણી અબળા જાત, કરૂં ના ઘાત લગાવું લાત
દુઃખ પામ જા દીન રાત, ના કર વાત થશે ઉત્પાત.
ઉત્તમ આશ ગુમાવી ખાસ, કરો ઉપહાસ બારેમાસ
રે ત્રાસ આ ત્રાસ......................ત્રાસ ઉર.
પરણી તને કો વાર ન જોયો સાર, પ્યાર પ્રચાર.
તજો પતિ વ્યભીચાર, નથી કાંઇ સાર બનો કાં ખ્વાર.
ઓ ભરથાર હૃદયના હાર, વચન સૂખકાર કહું આ વાર.
જારને માથે માર.
(૯૦) ભર્તૃહરી—
જે ચપળાને ચીતવું નિશદીન, તે મુજથી બેદિલ રહેરે—જે.
તે કોઇ અન્ય પુરૂષને ઇચ્છે, તે નર નાર બીજીને ચહે,
વળી તે બીજી મુજપર આશક, કહો એ ભેદ કોણ લ્હેરે—જે.

ધિક જે પ્રથમ કરી છે પ્યારી, ધિક છે એના યાર તુંને,
ધિક તે નારી અવરજે તારી, ધિક છે કામ થતાંજ મુનેરે—જે.
ભલે ભામની જાણો સાચી, નથી થવી એ સાચીરે.
ક્રોડ ઉપાયે કરો યત્ન પણ, કામ પ્રગટતાં કાચીરે—જે.
ધિક નર નારીના વિશ્વાસી, રહે શણગારી રાચીરે.
તે નર ગોથા નક્કીજ ખાશે, ફસાઇ પડશે ફાંસીરે—જે.
એકજ કામની ઇચ્છા એને, એકજ સુખની પ્યાસીરે,
ઝેર હ્રદયમાં મુખમાં અમ્રત, જણાશે જુવો તપાસીરે—જે.
છે અબળા પણ નરની ઘાતક, કઇ નર કરતી ઉદાસીરે;
ભોળપણે ભુલો ખવડાવે, નિચ નર્કની વાસીરે—જે ચપળા.

(૯૧) મહાશ્વેતા કાદમ્બરી—

રૂપે શું મન રાચ્યોરે કાયાનો રંગ કાચોરે, ભગવાન ભજો (૨)
હાડ માંસ ને રૂધીર ભરેલું મઢયું ચામડે અંગ (૨)
ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ,
ભરૂસો નહીં સાચોરે, કાયાનો રંગ કાચોરે—ભગવાન.

(૯૨) અનુસુયા— (પ્રભાત)

જાગરે જીવ જીવ સંભારને શ્રીહરી શઠ થઇ શું સુતો સોડ તાણી.
પોટલાં પાપનાં બાંધીયાં સાથ નવ જ્ઞાન વૈરાગ્યની વાત જાણી—
દિવસે ચોદિશ ભમ્યો રાત નીદ્રા વિશે સ્વપ્નમાં સાંભરે ખોટી માયા
જન્મીને જીવનનો સાર જાણ્યો નહીં નવ ઘડીએક ગોવીંદ ગાયા
મોહમાં રહી મચ્યો પ્રપંચમાં તું પચ્યો મોંઘો ચીંતામણી એળે ખોયો
વાર્યું કરતો નથી હાર્યું કરવું પડે અંતે પસ્તાઇ પસ્તાઇ રોયો.

(૯૩) જગદેવ—

ચંદ્ર શો શોભે અહીં, એની મોરીરે;
મદનાતુર છે માનની, વિરહ વિશે વ્યાકુળ,
શાણી પીયુ સંભારતી, આવ્યા થૈ અનકૂળ—ચંદ્ર.
ચંપક વરણી ગજમતી, ચંદન ચર્ચિત અંગ,
મદમાતંગ મનાવવા, આવ્યા ધરી ઉમંગ—ચંદ્ર.
સુંદર મુખ સોહે ઘણું, જગાડવા હું જાઉં,
કામદેવ સમ છે કળા, અંતર અતિ હરખાઉં—ચંદ્ર.
નથી અવર નર નીપજ્યાં, ક્ષત્રાણીના તન,
પરાક્રમી પરમારથી ઝળકે તેજ વદન—ચંદ્ર

(૯૪) વિશુધ વિજય—

પ્રેમનો કોલ દીઓ રાજકુમાર, મારા થઇ ચુકયા પ્રાણાધાર,
મારા રસીયા રાજકુમાર, પ્રેમનો૦

લીઓ કોલ આ પ્રીતથી, કરો સફળ તમ આશ,
રસીયા રસબસ કરી, બાંધી પ્રેમને પાશ. પ્રેમ૦
ચતુરા ઘો ચુંબન હવે, ચંચળ ચિત્ત મુજ જ્હાય,
ધર્મ વિધિથી હસ્ત મેળવ્યા વિના ચુંબન નવ થાય પ્રેમ૦

[૯૫] વિબુધ વિજય—

મા બાપને કેમ મૂકીએ, સ્વચ્છંદી થઇ મા બાપને કેમ મૂકીએ.
પાળી પોશીને મોટાંરે કીધાં કેમ આભાર એના ચુકીએ. સ્વચ્છંદી
વિરૂદ્ધ હોયતો જઇને વિનવીએ, પણ નવ મર્યાદા મુકીએ. સ્વચ્છંદી

[૯૬] મહાશ્વેતા કાદમ્બરી—

મન મુરખ મમતા મેલી, ભજ અંત સમયના બેલી,
રહ્યો પ્રપંચ દાવો ખેલી, પણ હારીસ બાજી જીતેલી–મન
આવ્યો ત્યાયે લાવ્યો શું, સાથમાં શું લઇ જશે (૨)
ઠાલી હાથે આવીઓ ઠાલોથઇ પાછો જશે
જેની સંગે રહયો રંગ રેલી, તે મુકશે તને હડસેલી.
નહીં રહે નાણાની થેલી, ધરબાર હાટ હવેલી–મન

[૯૭] અભયસિંહ કેસરીસિંહ—

ચાલો ચાલોરે સાહેલીઓ સાથ પાણી ભરવાને,
લીયો લીયોરે ધડુલીઆં હાથ આનંદ ધરવાને,
હળતાં મળતાં વાતો કરતાં જળભરવાને માટેરે,
જઇએ સૌ સાહેલી સંગે રંગે રમતાં વાટ......પાણી ભરવાને
સુંદર મનહર બગીચા અંદર, ફરતાં સૌ સાહેલીરે
રૂમઝુમ રૂમઝુમ ચંચળ ચાલે, ચાલો સૌ અલબેલી......પાણીભરવાને

[૯૭] ક્રુન્દ બાલા—

અજબ નથી ઠગાઈ જાય પુરૂપ નારીથી:
જીતી નથી કોઇ ગયા નારી ઠગારીથી–અ૦
પાપી કલીઓ પેટા તણી ચુંગાલમાં ફસી;
સીઝર ગયો સમર્થ જીંદગાની પ્યારથી,–અ૦
સીકંદરે રહ્યા નહીં આનંદમાં કદી;
ત્રીયા તણી કુંચાલતણા ધાવ કારીથી–અ૦
ખુવાર થઇ હજાર મુળ નીચ મ્હોતમાં;
રિઝિયા ઇલિઅબેથની મદભર ખુમારીથી–અ૦

[૯૮] કનક-તારા—

ખંતેથી નમી તને અંતે વીનવીએ,
દયાવાન દયાવાન દયાવાન દયાવાન સ્હાય સ્હાય સ્હાય સ્હાય.
દયાહીન થયો ક્રૂર ખેંચી લાવ્યો અહીં દુર,

કુપટથી મગરૂર થઇ ઘેરે ભરપૂર,
પ્રાણ લેશે એ જરૂર દયા નહીં ધારે ઉર,
તજી આ તોફાની પૂર આવીએ તારી હજુર,
શરણે બન્ને છઇએ તારે, તુંજ મારે કે ઉગારે,
અથવા પાપોને સંહારે કરીને ભવ સાગરથી તારે,
સ્હાય સ્હાય સ્હાય સ્હાય.

**[૧૦૦] ત્રિવિક્રમ—**

પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે, શોભે રજની સુંદર શી આજ.
હેતે રમીએ સંગાથે સૈયર આપણેરે.
સૈયર કંકણો શોનાનાં કરે ધર્યાંરે, માહે જડીયાં છે નીલમ
મણી નંગ—હેતે૦

" મળીઆં આજે આપણે, ધરી શોળ શણગાર;
કર કંકણ ચુડી સમક, ચંદ્ર તેજ એક તાર. "

હીરા રત્નથી જડીત ઉર હાર છેરે, મોતી ગુચ્છ લળકે છે
બાજુબંધ—હેતે૦

" અંબોડા ફુલે જડયા, સર સેંથે હિંગુળ;
કીધા કુમકુમ ચાંદલા, મુકતા માળા ઉર."

આરસ પારસ મણી જડેલો ચોક છેરે, તેમાં રમતાં વસતાં
હૈયે નણદલ વીર—હેતે૦

" પેર્યાં ઝાંઝર પ્રીતથી, ઝણણ કરે ઝણકાર;
ફરીએ સૈયર ફુદડી, આ રજની મોઝાર."

સખીયો વેલીઓ ફુલી વિધ વિધ ભાતનીરે, તે તો આપે
છે શી સુંદર સુગંધ—હેતે૦

કથા શિયળની સાંભળી, પ્રિતમ ઉપર પ્રેમ;
વધ્યો સખી વિરહી થઇ, મળે ત્વરાથી કેમ.–પુનમ ચાંદની:—

**(૧૦૧) મહાશ્વેતા કાદમ્બરી—**

પતિવિના પ્રેમદાના મનનાં પુરાય કયાંથી કોડ
કહે સખી પુરાય કયાંથી કોડ
સરજન હારે સરજી જગમાં નરનારીની જોડ. (૨) કહે સખી
પશુ પક્ષી વન વૃક્ષ નીહાળો, સૃષ્ટી માંહી સગળે જઇ ભાળો
નાના મોટા જીવ જંતુમાં પણ એવી નથી ખોડ
રાખી પણ એવી નથી ખોડ—સરજનહારે
પ્રતિ ભજ્યે પાતક સહુ ટળતાં, અખંડ સુખડાં સ્હેજ મળતાં
પતિવિના સાહેલી ભવમાં હરાય જીતી હોય—સરજનહારે

(૧૦૨) ભર્તૃહરી—
પિતાજી આ કોપ, તમે સો કર્યો, જોગી વેસ બાપુ, શીદને ધર્યો;
મરી ગઈ છે માત વળી જોઓ તાત,
પિતા એથ કોની છે, ઓરમાન માત;
દયા કાંઈ લાવો, આ છોરૂ પરે, કૃપા પાત્ર હું છું, તમારૂ ખરે;
લડાવશે લાડ, પછી મુને કોણ, પ્યારી પુત્રી આવો આ કહેશેજ કોણ
કુંવારી છું હું તો તમારી સુતા. વરાવી નથી કીધાં ભગવાં પીતા:
અરે મારે સંસારમાં, નથી સાર. પિતા જીતું તમારો, સાંભળી પ્યાર;
(૧૦૩) કનક–તારા—
આમ મને શીદ પાપી સતાવે
દીલમાંહી લેશ દયા કેમ નાવે ! આમ !
બાળકને નિજ સ્વાધીન લઇને ભય દેખાડી મને શું રીબાવે દિલ
તજ કૃરતા તજ નીચપણું તું પ્રભુતુજ મન કરૂણા ઉપજાવે દિલ:
(૧૦૪) દીંડી—ચાંપરાજ—
શુંણુ દાસી આજે કરતું સૌ તૈયારી,
પ્રાણ પતિ તણી, જન્મ તિથી પ્યારી;
શીવ પુજન માટે રાખજે શુદ્ધ વારી. શુંણુ.
ગવરી પુંજન તારે કરવું પુરણ ભાવે,
પ્રાણપતિને એતો સઘ અહી મેળાવે,
નોકરી મુદત એની અંબાજી મટાવે. શુંણુ.
(૧૦૫) કુન્દબાળા—
પ્રિતમ જા ન છોડી તું નિરાધાર આમ;
દયા દે ન છોડી પિયુ દિલથી તમામ. પ્રિ૦
તું છો પ્રિતમ પ્રાણ તું છો આધાર,
તજીશ જો જશે પ્રાણ ઉડી આવાર. પ્રિ૦
ભુલી છું હું પણ એ નથી મોટી ભૂલ,
નમી માગું મારી પિયું કર કબુલ. પ્રિ૦
(૧૦૬) વિક્રમ ચરિત્ર—
મને સ્હાય કરસે મોરારીરે, વ્હારે ચઢશે ગોવરધન ધારી,
અહલ્યા ઉગારી મીરાંબાઇ તારી,
એની ચીન્તા કરીશ નહીં મારી—મને૦
માંજરી બચ્ચાંને બળતાં ઉગારી, મોક્ષ દીધો ગજેન્દ્રને તારી,
દ્રોપદીનાં ચીર પુર્યાં, થાશે તે સ્હાયકારી—મને૦
[૧૦૭] મહાશ્વેતા કાદમ્બરી—
અમ સખી તણા સ્નેહને સંભાળજો રાજ

બોલ્યું વચન પ્રીતે પાળજો.
આશા પિતાની પાળી વ્હેલા પધારજો
દર્શ લાભ દઇ અમ નયનોને ઠારજો
તન મનના તાપ તમે ટાળજો રાજ—બોલ્યું૦

(૧૦૮) ઉદયભાણુ—
પ્રમદા છે પ્રીતિ ભાજન, મન રંજન ભીડ ભંજન
જુગતેથી કરીએ જતન, જોઇએ નિત્ય ચઢતો દન
કોઇ ગાય દુઝણી લાવે, ચારો નહીં દુષ્ટ ચરાવે,
પાણી પણ નહિ પીવરાવે, ખાતાં પીતાં અકળાવે
ફળ કો, તે કેવાં પામે મુરખ જન
દળદર દેખે ને થાયે, નર નિરધન—પ્રમદા૦
પાળ્યું પંખી ઉછરંગે, દીન ચાર રમાડયું રંગે
બાલક પલટયો કુસંગે, નાંખ્યુ પંખી ખોરંભે
કો દુઃખીઆરા પંખીના કેવા દન !
પાલકને કે એ પંખીને ધન્ય ધન્ય—પ્રમદા૦
ચિન્તામણિ રત્ન છે રમણી, વળી પારસમણી મનહરણી
કોમળને કાંચન વરણી, ધીર ગંભીર વચન રસ ધરણી
સંતાપે એ પ્રમદા જે પામર જન
રૂઠયો ભગવંત ને ઉઠયો તેનો દન—પ્રમદા૦

[૧૦૯] સૂરદાસ
દાસ પરેં દયા લાવોરે, દયાળુ દેવા દાસ પરે દયા લાવો. ટેક.
સંસારી સંબંધ તોડી જીવ આપ ચરણે જોડી,
હુંતો બની બેઠો બાવો બાવોરે—દયાળુ,
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથા ખાઉં,
વારે અવિનાશી આવો આવોરે—દયાળુ.

[૧૧૦] દેવયાની—
કચ દેવ પ્યારી કેશો, મુંને કેશો, પ્રીતમ હાથ લેશો;
આલીંગન દેશો,-કચ દેવ.
ચતુરાઇ જોઇ મોહી હું મોહન. મુજ મન મંદિર બેસો-કચદેવ
ઘેલી હુંતો થઇ પ્રીતમ તારી પાછળ, અધર રસ લેશો ને દેશો-કચદેવ
ઉપકારવાળો પ્રીતમ કરીપ્રેમદા, મારા થઇ હવે રેશો-કચદેવ

(૧૧૧) જગદેવ—
જાઓ જાઓ પ્રેમ સાચો નથીરે તમારો,
નથીરે તમારો પ્રેમ નથીરે તમારો. જાઓ.
ઉપરથી પ્રીતિ કપટ અંદરથી. નથી પાટવી તન પ્યારો, જાઓ
બોલીજ બોલવું આલવું ખોટું, ખપ કયાં છે તમને અમારો જાઓ

[૧૧૨] ત્રિયારાજ—

અબ ચલે (૨) ન મોહન તેરા, લે ચલું ગુરૂ મે મેરા;
ક્યું કરે અનાદર મેરા, મેં એહી નાથ કાચેરા,
મત બોલે મુંસે જ્યાદે, તુ તન અપના સમજાદે,
ત્રિયા દુરજા સમજ દિલમાં, બિચમત આ, ગુરૂ દિલ ફેરા—લેચલું.
સમશાન ભુમિ અબજાતા, કલ આઉં પીછા સુન વાતા;
કહે મુંહા, ચલે નહીં ના, અબી ગમખા, ચલા જહાં ડેરા; લે ચલુ.

[૧૧૩] ચાંપરાજ—

સુણો દીલ્લી તખ્ત ધરનાર,-ક્ષત્રી કલંક કેમ લેશેરે. ટેક.
મારે ઘરે છે પતિવ્રતા નાર-દિસે શુર રહિત સભા જન-ક્ષત્રી
નથી જોતો હુમાઇ કેરો તન-હજુ કરણુ અને ભીમસેન-ક્ષત્રી
હજુ અરજુન ક્રશ્નને વેન-હજુ પ્રથુરાજ ચહુઆણુ-ક્ષત્રી
તેની સજીવન જાણો કમાન-હજુ અવધ રઘુપતી બાણુ-ક્ષત્રી
હજુ અહસ્ત્રર્જુન નીરવાણુ-મારે ઘેરછે સુધ્ધ સતિનાર-ક્ષત્રી
જતાં પ્રાણુ લગી હુશિયાર-હજુ ક્ષત્રી લોહી વપુમાંય-ક્ષત્રી
નસો નસ ઉછેળેછે કાય-ક્ષત્રી.

(૧૧૪) ભર્તૃહરી—

પીયા દીનદાર પરે બડા, ઐસા જુલ્મ ક્યું પલમે કર દીયા, ટેક
જો બદનકે રક્ષન લાખથે, વાબદન પરી અબ ખાખહે;
ઇસ ચસ્મશેં કેસે દેખું, ચસ્મ અપને તો ફુટા દીયા, પી.
એ કફની ધારણુ દેખકે, મુઝે જલ્ત આતસ દીલમેં,
બેહાલ હોતી હું દેખકે, તુમને ભેખ ધારન ક્યું કીયા. પી.

(૧૧૫) મહાશ્વેતા કાદમ્બરી—

અલી જોજે મનાતી ભોલી મેના;
ભોળવશે તુજને પોપટજી, મુખે મીઠું બોલી
અલી જોજે દીતી તું અંતર ખોલીરે—ભોળવશે.
"પ્રેમે પોપટ દાઝ દીલની દીલમાંહી શમાવશે,
રૂતુ વસંતે માનનીને મદનરાજ મનાવશે,"
રસરાજની રસરેલ જ્યાં રગ રગ મહીં વ્યાપી જશે,
જખમારી મેના માનશે પણુ ખોઈ પાયે લાગશે,

[૧૧૬] વિક્રમ ચરિત્ર—

નજર કરો નાથ જરા ઓળખી લ્યો નારી,
છું હું તે બીજીય કંથ, આપનીજ પ્યારી ?-નજર૦
હેમ પ્યાલો હાથમાં ને માંહી મીઠું દુધ,
પીધું શામા પાસથી, શું તેની ભુલ્યા શુદ્ધ.

કોણ હતી કંથ, એ તે દુધની પાનારી ?–નજર૦
સુવા કીધાં જીવતાં પરચો બતાવ્યો પૂર,
યાદ છે કે રાવજી, એ નેગણીનું નૂર.
છાનો મંત્ર શીખાવ્યો છે, એજ આ હમારી ?–નજર૦
વિના વાંકે હંડીયામાં કેદ મુજને કીધી
ચતુર સસરાજીથી, સખત ચોકી તમોએ દીધી
કરી બતાવી મેં સાબીત શરત સર્વ મારી–નજર૦

[૧૧૭] કુન્દબાલા—

નાના પ્રીતમ નહીં હુ તો પ્રીત છોડું રે,
પ્રીત છોડું ના હું મારી રીત છોડું રે–ના૦
છો રીબાતી, બહું દુઃખી થાતી,
નહિ કદી બીજા સંગે નેહ જોડું રે–ના
મન મંદીરમાં મનહર સુંદરમાં
વસેલી છબીને કેમ તર છોડું રે–ના૦

[૧૧૮] કનક તારા—

લે પાપી હવે જીવ મારો રાજી થઇ
હું હું તૈયાર વાર હવે તું કર નહીં
સાબાશ છે તને હવે તું સમજી ગઇ
માતાજી થાશે રાજી ભોગ તારો લઇ
જાુહું સાવ—ચૂપ ચૂપ—ધ્યાને લાવ—ચૂપ ચૂપ—
થનારો છે નઠારો બનાવ—ચૂપ ચૂપ ચૂપ—આપું ભોગ–શીત શીત
લેવા જોગ–શીત શીત
લેજો માજી છે નહીં અયોગ્ય–શીત શીત શીત,

(૧૧૯) મહાશ્વેતા કાદમ્બરી—

પ્રેમ બીજ રોપ્યું હ્રદયે, જીવન આધાર મારા
પ્યારા પત્ર તારો ભાળી, ફુટયાં નવ પલ્લવ ડાળી
ખીલી પુષ્પે તો હદવાળીરે [૨] જીવન આધાર મારા–
મદન પડીને પુંઠે, મીઠાં પ્રેમ પુષ્પો મુંટે
મ્હારી ફુલવાડી લુટે (૨) જીવન આધાર મારા–

(૧૨૦) જગદેવ—

કરૂં પ્રીતથી આટલાને પ્રણામ, રટું મુખથી તેહનાં નિત્ય નામ–રટું
જનુની અને તાતને પહેલું વંદન, બીજા બીદ્ધિ દતા ગુરૂને પ્રણામ;–
ઉગારે સદા શિર સમશેર નામુ, સદા સાથી રેવંતરનેરે છે સલામ;–
નમું વિશ્વના નાથને નિત્ય નેમે, ઠરવા તણું અંતરમાં જેહ ઠામ;–
બહુ પ્રીતે બારોટજીને નમુ હું, ગજાવે સદ કિર્તિ અલ્પ ઇનામ;–

[૧૨૧] અશ્રુમતી—

પ્રાણનાથ મિત્ર માટે તો, આપો છો તમે પ્રાણ;
એથીરે સુકૃત શું બીજું, આ વિશ્વમાં પ્રણામ.— પ્રાણ.
ધન્ય ધન્ય દીન આજનો, મીત્રના બચશેપ્રાણ;
તેથીરે હર્ષ છે મુને, મિત્ર તણા સુજાણ. પ્રાણ.
થાઉં સતિ તમ પાછળ, ભજું તમારી સંગાથ;
પણ પાદશાહ રોકશે મુને, નહિ લેવાય એ વા પ્રાણ.
ત્યારે ઝુરીને મર્યા વિના, બીજો નથી ઇલાજ,
થોડા રોજમાં આવી મળું, જાણશે સૌ સમાજ. પ્રાણ.

[૧૨૨]

જપતી પ્રીતમની જપમાળ જુવતી જા અલબેલી
જોબન રસ રંગે જોની આ બની ઘેલી
વ્યાકુળ વૃક્ષના વિણુ વ્હાલી વેલી—
"તન મનમાં વ્યાપી રહયો જોબન વસંત જંગ
રસ ભોગી રસીઆ વીના રમશો કયા રસરંગ!"
જાણ્યું જડીઓ કોઇ રસીઓ રંગીલો—
ચપ ચપ કરતી લેતી જા તું ચળેલી—વ્યા.—
પેટ દુખે શીર કુટતા સંકટ બા ન સમાય
બળતાને બાળી સખી હૈડે શું હરખાય.
અહા! અકળાએ શાને છેલ છબીલી—વ્યા.

(૧૨૪) સરદારબા—

કોને કહીયે કજોડાની કહાણીરે, જેમ બળદ પીલાયે ઘાણીરે—કોને
લોક વગોવેને સાસુ સંતાપે, વળી પીયુડો પામર પ્રાણીરે—કોને.
હું જોબન રસ ઝુલતી, પણ જોડીની ખોડ,
પીયુડો રમે લખોટીએ કરતો દોડાદોડ
જગદીશ! હવે ગભરાણીરે સ્હાય કરજો શ્રી સારંગપાણીરે.

[૧૨૪] ભર્તુહરી.

રાજાજી જંગલમાં, ભલે તમો જાઓ,
પ્રથમ મુજને મારીને, સુખીઆરે થાઓ,
લીધો જોગી વેશ, સકોમલ દેહ—એકાએક અમને, શાને દીઓ છેહ.
શું છે અપરાધ અમારો કહો—વિનારે સબબ, પ્યારા દીલને દહો,
ગલે નાંખું હાથ, જોગી પ્રાણનાથ, અમો છું પતિવ્રતા, તમારી સંગાથ,
નહીં બેસી રહીશું, ચાલીશું સંગ—જીવતર અમારૂં, શાને કરો છો ભંગ.

(૧૨૫) મહાશ્વેતા કાદમ્બરી—

અજબ બહાર બની (૨) ન્હેની વિશાળ વિશ્વવાટિકા તણી;

રચી રચના અદ્‌ભુત સુખે જાય ના જાણી—અજબ૦
પચરંગી ફૂલડાં ઘણાં ખીલી રહ્યાં ચોપાસ,
કાંઈક નવલ રંગે ભર્યાં...કંઈક ભર્યાં સુવાસ.
રૂપ કંઈકનું નિહાળી જાય નયણાં ઠરી
ગુણ કંઈકના લોભાવી લે છે હઈડાં હરી
ગુણવંતી ગુણ સુગંધિને વળી જો જો રૂપ રંગ
પરખ્યા વિણ નવ પાડીએ પુષ્પની સંગ પ્રસંગ

[૧૨૬] વિક્રમ ચરિત્ર—

નેણમાં નીંદરા ન આવે જરી, મારો રામ ગયા વનવાસરે—નેણમાં.
હંસ વિના મારાં સરોવર સુનાં રે, વાઘ વિનાની વન વાટરે-નેણમાં
પંખી વિનાનાં મારા પીંજર સુનાં રે,
મંદીરયાં સુનાં સીતા રામરે—નેણમાં

(૧૨૭) ત્રિયારાજ—

યૈવન ખીલ્યું આવ્યા છીં રસપાંન કરો, ભલેને ચુંબન કરો;
આલીંગન પ્રેમથી ભરો, કામ પીડા હરો. યૌવન૦
રસીલા રસમાં ઝીલો ને, તક ફરી ન મળે,
તરૂણ પ્યારા જોગી શું વાર ખોટી કરે,
અમને ઉર ધરો કહીએ બોલ ખરો. યૌવન૦
વેણી ગુંથી તમ માટે ભર્યાં મોતી અમે,
ભૂષણ સરવે અંગે છે ભેટ લીઓ તમે,
કોમલ કરને ધરો, સ્નેહ દિલ ભરો, યૌવન૦
અધરામૃતને પીવાને ચતુર ઉઠો હવે,
રૂપાળા જોગી ભોગોને અમને આરે ભવ,
ઉમેદ પૂરી કરો મહેલ પાય ધરો. યૌવન૦

(૧૨૮) કુન્દમાલા—

કંઇ ચેટક લગાડી રસીલી. કર્યો ઘેલો મને તેં છબીલી—કંઇ૦
કાળજડું કોરી તેં ચિતડું ચોરી, કેદી બનાવ્યો રંગીલી ? કર્યો૦
દાદ ન લે તું દવાએ ન દે તું, ટળવાવે કાં તું હઠીલી ? કર્યો૦

(૧૨૯) ભર્તૃહરી—

કામ છે દુષ્ટ વિકારી, અહા પ્રભુ કામ છે દુષ્ટ વિકારી;
ઇંદ્રિ સમાન પતિ અતિ સુંદર, અશ્વપાલથી છે યારી. આહા.
ત્રણશો ત્યાગી એકજને ચાહે, તેના ચિત્તમાં છે જારી છીનારી. આ.
ધીક બાઇ તુજને ધીક તારી, બુદ્ધિ વિપરીત વાત વિચારી. આ.

(૧૩૦) અશ્રુમતી—

શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો

નાચી રહ્યો જગ નચાવી રહ્યો—શું૦
"કોયલ મધુર મુરલી બની છેડે નટવર કાન
વિરહ ઘેલી ગોપી ગણું તજી નિકળી અભિમાન"
રસિયા વિનાની બની બાળાઓ બ્હાવરી
વેણું વસંત ચિત્ત વિંધી ગયો—શું૦
"શીતળ સુખકર પવનની લ્હેર ઘુમે ચોપાસ
જાણું રાધા કૃષ્ણજી રાસ રમે છે ખાસ,"
વિધ વિધ પંખીના વેણુ ઘુઘરી ધમકેરે,
મહિં મહિં મેનાના નાદ ઝાંઝર ઝમકેરે.
"નવ પલ્લવ વાઘો ધરી પચરંગી શીર પાઘ
ફાગ લાગ સખી રમે મદનરાજ મહાભાગ્ય."
લ્હેરી લાલાથી રમે લલનાઓ લાડમાં, પ્રિતિ ગુલાલ લાલ છાઈ ગયો—
(૧૩૧) મહાશ્વેતા-કાદમ્બરી.—
અમે જઈશું, અમે જઈશું, હવે અમે જઈશું રાજ
રસભીના તમે આવજો.........અમે.
આવી મંજરીઓ નિત્ય લાવજો, પ્રેમે પરિમલ પ્રસરાવજો......અમે.
મુનિવર અમશું પ્રસંગ પાડી, દર્શણ દેજો દાડી દાડી
અમ સરખું કંઇ કાજ જરૂર તમે કહાવજો, તમે આવજો......અમે.
(૧૩૨) હરિશ્ચંદ્ર—
મેરે ગુલશનકા અગર કોઇ સમર કામ આયે,
ઇસ્સે કયા બઢકે હય, ગ્હો આપકે ગર કામ આયે—મેરે.
આજ હય; કલ નહીં, ય્હે દૌલતે દુનીયા કયા હય?
અહી બિહતર હય કે સબકે મેરા જર કામ આયે—મેરે.
ખાલ ઔર માસભી કામ આતે હયેં હયવાનોંકે,
હયફ? ઇન્સાન ન ઇન્સાફ કે ગર કામ આયેં?—મેરે.
પાંવ ખિદમતસે કભી આપકિ હટને નહીં,
કાટલો શૌકસે મેરા જો ય્હે સર કામ આયે?—મેરે.
(૧૩૩) કનક-તારા.—
ઓ મધુર નાર કર કંઇ વિચાર, જરિ સમજી સાર અંતર ઉતાર.
ઓ જીવનહાર મુજ વિનંતિ સમજ, ઓ૦
નહી છુટીશ ધાર મનમાં લગાર,
હઠ થકી અપાર તું થઇશજ ખુવાર;
દે મધુરી પ્યાર જરા સમજ સમજ; ઓ૨૦
(૧૩૪) સૌભાગ્ય સુંદરી.—
પીલે શરાબ મજેદાર મેરે યાર—પીલે૦

જાહીર દીલકો જોશમેં લાવે, રંજ હટાવે હજાર મેરે યાર—પીલે૦
દર્દ તમામાકો ગર્દ કરત હૈ, શરદમેં બહોત બહાર મેરે યાર—પીલે૦

(૧૩૫) ત્રિયારાજ.—

બાઇ તુને અમે નહીં કહીએ, તેં રજ ભલે આપી,
અમે કર્યું વાજબી કામ, તેમાં રીસ તુને વ્યાપી.
તું ઉછરતી વયમાં આમ, તું થઇશ ઘણી હેરાન,
તેં વગર સમજ અમ બન્નેનું, કીધું મોટુ અપમાન.
અમે સહન કરીને રહીએ, તેં કલમ ભલે કાપી. અમે.
તુજ પિતાનું નિમક ખાધું, પેઢીદર પેઢી દાસ,
નહીં દુભવીએ કુંવરી અમે, વચનો બોલ્યા તે પાસ.
તે બોલ પાળવા જઇએ, તેં રજ ભલે આપી. અમે.

(૧૩૬) મહાશ્વેતા-કાદમ્બરી.

અરે સખી ધીમે ધીમે ડગ ભર, ઉતાવળ આવડી આ શી (૨)
પ્રીય મુખ દર્શણ પ્યાસી, અરે સખી...ધીરે...ધીરે...ડગભર ઊ૦-
અંતર મારૂં મારે છે ઉછાળા (૨)
ન્હોય ઉછાળા એ યૌવન કેરા ચાળા (૨)
મંજરીવાળા લાલા લજાળા પ્રીતમ તારા, નહીં જાય નાસી...અરે

(૧૩૭) પવિત્ર લક્ષ્મી.

ખુશ રહો જોડી તુમારી તુમારી તુમારી જોડી
અમન ચમન દો પરવર તુમકો મ્હેર હો શુક્ર ખુદા
ગુલ ખીલ હરદમ કટાય ગમ સબ કાયમ કીરતી સદા,
ચમન ચમન ચમન સદા જોડ
મુરાદ હાંસીલ ખાનપાન ગુલતાન શાન કાબીલ.
દુહાઈ સબ દરબારીયો દે ફતેહ ફતેહ કારી—ખુશ.

(૧૩૮) હરિશ્ચંદ્ર—

જાવોજી જાવ બરે દાન કે દિલવાને વાલે!
દાની કહલાને વાલે કહકર ફિરજાને વાલે,
ઉલટા સમજાને વાલે ધોકામે લાને વાલે,
દેનેકે નામસે દો બાતમે દરજાને વાલે?—જાવોજી.
દાના કહલાકે ફિર નાદાનસે નાદાની કયસી!
જાચક કો જાંચકે, દેનેમે આનાકાની કયસી:
દુનિયામેં અયસે દાની, અયને તુમ જયસે દાની દાની;
તુમહો ફિર કયસે દાની, કમહોગે અયસે દાની,
જાવો! જાવો! બયઠો! બયઠો!
અયસે કયા હો મુહતાજોકો દિલવાને ખીલવાને વાલે.—જાવોજી

(૧૩૯) નરસિંહ મહેતા—

વાલા વેગે આવોરે દયા દિલે લાવોરે બીડું મારી ભાંગવા હોજી,
નહીં આવોતો છાનાં ઉઘાડું બધાં છીદ્ર........વાલા.
આહેરડામાં ઉછર્યા ગોવાળીઆમાં વાસ,
કાંધે કાળી કામળી માગી પીતા છાસ.
માતા કેદે મુકીયાં, પુરો મારી આશ, હું રાખુ તમથી દાવોરે...બીડું
એ માના બે બાપના નકટા નિર્લજ બાળ,
મહી માંખણુના ચોરટા કંસ તણા હે કાળ.
સોડ તજે રાધા તણી દુરિજન આપે આળ, ધિરા વેગે ધાઓરે...બીડું.

(૧૪૦) અનસુયા—

નહીં ચીજ કોઇ ગળી ગરજ સમ નહીં ચીજ કોઇ ગળી,
માનવંત નીજ માન મુકી દુશ્મનને પડતાં ઢળી—ગરજ.
બળીયા પણ નિર્બળને નમતા, રાય રંક ઘર જાય,
સોંઘુ પણ મોંઘુ થઇ બેસે, કળી શકાય ન કળી—ગરજ.
સમયાધિન થઇ ઝેર હળાહળ, પીવું અમૃત ગણી,
જઈ મહાસતીને શીસ નમાવો-જાય આપદા ટળી—ગરજ

(૧૪૧) સુરદાસ—

વિષય વાત મમ માત તજીને કૃષ્ણ ભજન તું કરવા દે
ધર્મ વૃત્તિએ ધરણીધરનું ધ્યાન ધૃતિથી ધરવા દે.
અધમપણાને અલગ રાખી ભંડાર ભક્તિના ભરવા દે,
નટવર નામનું નાવ મળ્યું છે તો ભવસાગર તરવા દે.
નાશવંત નર નામ છોડી, અક્ષય વરને વરવા દે-વિષય.

(૧૪૨) માલતી માધવ—

નાનકડી નાજુકનાર હું બહુ નાનકડી-બહુ નાકડી-બહુ નાનકડી,
મારા લાલાની છું લાડકડી (૨) હું લાલકડી (૩)
આંખ તણે મટકે પટકું છું, લાલને, નાની શું સમજે વ્હાલાના વ્હાલને
હું તો બધુંએ સમજુ છું, જાણી ભોળો ભરથાર તું-બહુ માથે ચઢી(૩)
હું બહુ નાનકડી૦

(૧૪૩) મદન ચંદ્રિકા—

મૂરખડા મનવા સાને કરે છે મારૂં મારૂં
ભટકે શું ભૂંડા ભવમાં ભુલીને ભાન તારૂં
મહેલ જરૂખા માળીયા ને હીંડોળા ખાટ
થાસે અળગા અંગથીને જાવું વસમી વાટરે. મૂરખડા
આ કાયા છે અલ્પવાર આવી બનસે અવધૂત
ક્ષણુ એક એવી આવશે આ દેહની ભભૂતરે. મૂરખડા

(૧૪૪) દેવયાની—

જાશે। ક્યાં દઈ વચન, નહીં કરવા દઉ ગમન,
ધીરે ધીરે ખસતું નથી ઘટતું, પ્રાણુધન પ્રાણુધન;
વરસાવી પ્રેમ ઘન, તરસાવો કાં નયન,
શું હસી વસી ખસી, જાવા થાય મન થાય મન—જાશો.
મારીને સર મદન, રસ રેડી પ્રિય વદન,
ક્યાં તજી જાશો! કરો પ્યારા, શાંત તન શાંત તન—જાશો.

(૧૪૫) સરદારબા

ગાજે ગગન ધરરર ગગન ધરરર ઝબકે વીજળીઓ ઝરરર
વરસે વરસાદ ઝરમર વરસાદ ઝરમર વિયોગીનાં ચિત ચરરર;
બીનીબાળા હાય અરરર સ્વામી સોડે પેસે સરરર—ગાજે.
હરીયાળી ભૂમિ ભલી હરીયાળાં વળી—વન્ન હરીયાળુ સંજોગમાં
અરે વિરહે ઉડે અગન્નરે—સજની મદન પીડા કયાં કહીયે.
બાળા રહીયેરે મનમાં મુઝાઇરે, સજની—
નદીઓ ખરરર નાસતી, સાગર સ્વામી પાસ
મોર મયુરીને મળે—ચટપટ લાગેરે આવે સમે ભોગી ભેટવારે
માતાજી મ્હેર જો કરે કુમારી કોડે કરધરે મચ્યો મદન મહાવીર
મદન મહાવીર થઇએ માતજી અમે થરરર થઇએ થરરર—ગાજે

(૧૪૬) મહાશ્વેતા કાદમ્બરી—

થઇ પ્રેમ વશ પાતળીયા મારા મનના માલીક મળીઆરે......થઇ.
પ્રીતે કરો મુખવાસ સજનવા રાજ હ્રદયના વાસી
પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી, મારા મનના મનોરથ ફળીઆરે....થઇ
ભાગ્યવંત કર્યો ભગવતિ મુજને જીવન સફળ થયું મારૂં
કરો શ્રી હરિ શુભ તમારૂં, મારા મનનાં માલીક મળીઆરે......થઇ

(૧૪૭) મીરાં ભજન—

કાનુડો ન જાણે મારી પ્રીત બાઇ અમે બાળ કુંવારારે—કા.
જળરે જમુનાનાં હુંતો ભરવાને ગઇતીરે,
કાનુડે ઉડાડયાં આછાં નીર ઉંડયા—રરરરરરે, કાનુડો૦
જમુનાને કાંઠે વાલે રાસ રચ્યો છે,
સોળસેં ગોપીના ઝાલ્યાં ચીર ફાટયાં—ચરરરરરે. કાનુડો૦
હુંતો વરણાગી કાના તમારારે નામનીરે,
કાનુડે તાણીને માર્યાં તીર વાગ્યા—અરરરરરરે. કાનુડો૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વહાલા,
કાનુડે બાળીને કીધાં ખાખ ઉડી—ફરરરરરરે કાનુડો૦

(૧૪૮) માલતી માધવ—

સાચા ક્યાંઇ ન પાછા પડશે, જુઠા જન-જખ મારશે (૩) સાચા૦
જુઠાણું જુઠાને નડશે, અંતે જુઠો હારશે— જખ૦
વિપરીત ચાલ જગતમાં ચાલે, પાપી અધર્મી સુખમાં મ્હાલે,
ધર્મીને પ્હેલું દુઃખ સાલે, પણ પુઠળ-એ તારશે (૩) સાચા૦
સોનાને સઘળા કોઇ તાવે, કરી કશાટી ખૂબ તપાવે
દુર્જન વિણુ કીંમત સજ્જનની, જગમાં કોણ વધારશે-જ.

(૧૪૯) મોહિની-ચંદ્ર—

અરે હું મસ્તાન પ્રેમની, મને કોઇ ન છેડોરે મને કોઇ—
લાચાર હું બિચારી છું, શીદ લ્યો છો, કેડોરે
જુવાનીથી દીવાની છુ, મારો છેડો છેડોરે-છેલા.
“ પ્રાણુ દાન છે પ્રીતમાં, પુછી કરજો પ્રીત.
પ્રાણુ દાન તો સ્હેલ છે, કઠણુ પ્રીતની રીત”
આધાર તું કિરતાર મારો, પાર એડોરે

(૧૫૦) નિઝમ માણેક—

શું રસિક રસિલા રિસાઇ જાઓ, ચોરી મહારૂં ચિત્ત,
પ્રાય શરમ ધરમના મરમ તજી, ઉચરો ન વચન અનુચિત
સ્નેહ સુતરને તંત્ર બાંધી, તોડો નહિ પીયુ અમુલખ પ્રીત
તોડો મં નથી તમેજ ટાળી, પ્રીત તણી એ રીત
કસ્તુરી કાળી પણુ ગુણુવાન, વૃથા એ ગુમાન-કરે નાદાન ?
તન જુદા પણુ મન નથી જુદાં, કોઇ ગરમ કોઇ શીત

(૧૫૧) વિક્રમ ચરિત્ર—

કોઇ દુધ લ્યો દિલરંગી, શોખીલા શાણા ઉમંગી-હો કોઇ૦
કેફી પીયે કસુંબલા, ગાંજો પીયે અબુધ,
દારૂ દીવાના પીયે દાના પીયે દુધ-હાં કોઇ૦
એક અમીરસ દેવનો બીજો રસ છે પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પાવે કાયા હેમ-હાં કોઇ૦
ગોરી ગવરી ગાયનાં ગોરાં મારાં દુધ,
હું પણ ગોરી ગોરડી, ગોરૂં દીલ છે શુદ્ધ-હાં કોઇ૦
હેમ કટોરો હાથમાં, માહી અમૃત સાર,
ચતુર હોય તે ચિંતવે, ગુણ સમજે ન ગમાર-હાં કોઇ૦

(૧૫૨) જગતસિંહ—

ઝીણા ઝરમર વરશે મેહ, ભીંજે મારી ચુંદડલી
એવા નંદ કુંવર શું નેહ, ભીંજે મારી ચુંદડલી
ઉંચા આવાસ એ અલબેલાના, નીચે અમારી મેડીરે
સુતી હતી હું મારાભુવનમાં, સાન કરી મુને તેડીરે

ડગ ડગ દાદુર મગ મગ મોરલા ચાતક થયા નમેરીરે
વીજળીના વેગના ભયને ત્યાગી આવી ઉભી આ શેરી–ભી.

(૧૫૩) મીરાંબાઈ—

મુખડાની મયા લાગીરે, મોહન તારા;
મુખડું મેં જોયું તારૂં, સરવે જગડું થયું ખારૂં.
મન મારૂં રહ્યું ન્યારૂંરે–પ્રીતમ પ્યારા.
સંસારીનું સુખ કાચું, પરણી ને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જાયુ રે–પ્રીતમ પ્યારા
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો
રંડાપાનો બે ટાળ્યોરે–પ્રીતમ પ્યારા.
પરણીને કયાં ગયા નાસી, દરષણુ દયોને અવીનાશી;
પ્યાસી છું હું નિજ દાસીરે–પ્રીતમ પ્યારા.
મીરાંબાઇ, બલીહારી, આશા મને એક તારી;
શરણે લ્યોને ગીરધારીરે–પ્રીતમ પ્યારા.

(૧૫૪) મીરાંબાઇ—

મીરાંને પૂરવ જનમની છે પ્રિતરે મીરાંને હૈડે લખાણાં,
હરિનાં હેતરે નામ નહીંરે છોડે હોજી.
રાણાજીએ આપીયો ભુતડાં ભેળો વાસ,
ભુત પ્રેત ભાગી ગયાં રે, મીરાંનો ઇંદર ભુવનસ્યો અવાસરે–નામ
વિખના પ્યાલા મોકલ્યા દેજો મીરાંને હાથ,
અમૃત કરી આરોગીયારે મીરાંને રાખણુ હારો રૂગનાથરે—નામ
રાણે દસિયલ મોકલ્યો દેજો મીરાંને જઇ,
પૂજી મીરાંએ પ્રેમથીરે, મુરતી શાળીગરામની એ થઇરે–નામ.
રાણે રજા આપી પછી, કાઢી ગણીને કાસ,
મીરાં ચાલ્યાં મ્હાલતાંરે, બાઇને, ભાવ્યો છે વ્રજનો સુવાસરે–ના.
પાછળથી પસ્તાઇને રાણો, કહે કોઇ જાઓ;
વેગે કહેજો વીનવીરે મીરાંબાઈ, એકવાર ચિતોડગઢમાં આવોરે–ના.

(૧૫૫) સતી તોરલ

ભગ્ત ભય હારી વૈકુંઠના વીહારી વ્હાલા,
નામપર વારી શ્રી ગીરધારીલાલા—ભગ્ત
વીશ્વનાટકના જીવ નટોને સ્વેચ્છાથી સવ નચાવે
સુત્રધાર એવા પ્રભુ પોતે નૌતમ ખેલ રચાવે વ્હાલા–ભગ્ત
સીદ્ધ મુનીશ્વર ધ્યાન ધરે વળી
શેષ શારદ ગુણુ ગાવે, એવા પ્રભુને નિશદીન ભજતાં
જન્મ મરણુ ટળી જાએ, વ્હાલા–ભગ્ત.

## ફોનોગ્રાફ ગાયન સંગ્રહમાંનો નમુનો.

સુકન્યા સાવિત્ર.

# યમ સાવીત્રી સંવાદ.

શા માટે શ્રમ કરે, સતી તુજ પતિ ભક્તિ સાચી (૨) હવે પુત્રી વળતું પાછી (૨)

**સાવિત્રી**—સજ્જન કેરા સાથમાં, મેં ડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણજો હવે, આ દિન વનીતાની વાત,
ધર્મ જે વેદ પુરાણે ભણીયો, મુખ્ય, ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીયો,
કૃપાનાથ મમ, પ્રાણનાથ શું રહી વૃતિ! રાચી (૨) વળું મહારાજ કયમ પાછી (૨)
**યમ**—સુણી વિવેક ભરી મૃદુ વાણી, થયો પ્રસન્ન અતિ મન શાણી.
સત્યવાનના જીવત વિનાં, કાંઈ ઇચ્છીત, વર યાચી (૨) હવે.
**સાવિત્રી**—મહારાજ ! (મારા અંધ સાસુ શ્વસુર દેખાતાં થાય.)
**યમ**—તથાસ્તુ ! ભાગ્યવતી તું અતિ દુર આવી, થાય કોથી
મિથ્યા નવ ભાવી. શા.
**સાવિત્રી**—પતિ સમીપ શ્રમ નાહી જરીએ, જ્યાં જાએ મમ નાથ,
તપવૃત આપ કૃપા વડે ત્યાં આવું તમ સાથ; સંગત સજ્જન તણી નથી સોંઘી.
મૈત્રી શંત પુરૂષની મોંઘી; કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહિ વૃત્તિ રાચી (૨) વળુ
**યમ**—અર્થયુકત સંભાષણ તારૂં, બુદ્ધિમાં વૃદ્ધિ કરનારૂં,
સત્યવાનના જીવત વીના, કાંઇ ઇચ્છીત, વર યાચી.—હવે.
**સાવિત્રી**—મહારાજ (મારા બુદ્ધિશાળી સસરાજીને પાછું રાજ્ય પ્રાપ્ત થાય)
**યમ**—તથાસ્તુ ! ઉત્તમ વર એ આપ્યાં ભાવે, હજી પ્રેમદા પુંઠળ
આવે, શા માટે.
**સાવિત્રી**—સુપાત્ર જન કરતાં કદી, સુપાત્રોનું સનમાન,
સાધુ, તો દુશ્મન તણું, પણ સાધે કલ્યાણ.
સંત પુરૂષોની સમાન દૃષ્ટિ, દયા તણી વર્શાવે વૃષ્ટિ.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી. (૨) વળું.
**યમ**—શિતળ વચન સુધાસમ તારાં, તૃષાતૃષાતુરની હરનારાં,
સત્યવાનના જીવીત વિના, કાંઇ ઇચ્છીત વર યાચી—હવે.
**સાવિત્રી**—મહારાજ ! (મારા પિતાના કુળની વૃદ્ધિ કરનારા મારે સો
ભાઈ થાય.)
**યમ**—તથાસ્તુ, સાસરીયાનું માન વધાર્યું- પીયર તણું પણ કાજ
સુધાર્યું—શા.

**સાવિત્રી**—પર દુઃખે દુઃખીયાબને, દુઃખદ હૃદય વિશ્રામ—
ભરૂપો ભારે સંતનો, કરવાનું શુભ કામ.
સ્વજન માંહી વિશ્વાસ નવ લાવે, સજ્જન ઘર પુછતું સૌ આવે,
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી. (૨) વળું.
**યમ**—મધુરાં નવીન વચન સંભળાવ્યાં, અતિશય તે મારે મન ભાવ્યાં
સત્યવાનનાં જીવત વીના, કાંઈ ઇચ્છીત, વર યાચી. (૨) હવે.
**સાવિત્રી**—મહારાજ ! (મને મારા સ્વામીથી ઔરસ સો પુત્ર થાય.)
**યમ**—તથાસ્તુ ? ઘટે ના થાતું અતિ વર લોભી, તજી પુંઠ હવે જા અહીં થોભી—શા૦
**સાવિત્રી**—સ્વધર્મ વ્હાલો સાધુને, જે ચુકે નવ લગાર
સાંપ્રત ભુત ભવિષ્યની, ગતિ તણા આધાર;
સજ્જન ફરે ન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપિ.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહિ વૃત્તિ રાચી (૨) વળું.
**યમ**—અમુલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમાં ભકિત મારી.
ભગવતી છેલ્લું ઉત્તમ, અનુપમ, ઇચ્છીત વર યાચી. (૨) હવે.
**સાવિત્રી**—પુત્ર તણું મુજને દીધું પ્રભુ આપે વરદાન.
જીવત દાન દઇ જીવનને, સત્ય, કરો ભગવાન........

## સમાપ્ત.